# નશીયત

યાને

# નશીયતનો બાગ



એક જરથોશ્તી તરફથી ભેટ.

# નશીયતનો બાગ.



પાંચમી વાર.

મુંબઇ:
ચૅરાગ પ્રીન્ટીંગ પ્રેસ, મનોરદાસ સ્ટ્રીટ, કોટ,
૧૯૦૫

# ઓ લા સો.

આ પુસ્તકની પેહેલી આવૃતી આશરે ૬૦ વરસ આગમચ મરહુમ નશરવાનજી ટેમુલજી દુરબીને લીથોગ્રાફ છપાઈથી પ્રગટ કીધી હતી. ત્યાર પછી સને ૧૨૫૧ યજદેજરદી (સને ૧૮૮૧ ઇસ્વી) સુધીમાં તેમના ભાઇ મરહુમ ખુરશેદજી ટેમુલજી દુરબીન તરફથી આ પુસ્તકની ત્રણ લીથોગ્રાફ આવૃતી નીકલી ચુકી હતી. હાલ તે એક વાર ફરીથી ગુજરાતી વાંચનારી આલમના ફાયદા માટે પ્રગટ કરવામા આવે છે. અસલ પુસ્તકમાથી કેટલીક ભલતી બાબદો દુર કીધી છે.

વાંચનાર જોશે કે એમાં આવેલી બાબદ એવી છે કે તે કોઈ દીવસ જુની ગણાય નહી, સબબ કે તે સચાઇને લગતાં અમુલ્ય જવાહેરો છે. એ "ફુલોને" ચુંટી કહાડનારે આ પુસ્તકનુ નામ "નશીયતનો બાગ" આપવામાં ખરેજ દાનાઇ વાપરી છે. ઉમેદ છે કે જે ગ્રહસ્થોના વાંચવામાં આ જવાહેરો આવે તે પોતાથી બની આવે તેવો તે ઉપર અમલ કરે.



**પાક દાદાર હોરમજદની મદદ હોજો.**

નેક નામદાર શખાવતે બાહાદુર

**બાઇ સાહેબ મોટલાબાઇ માણેકજી વાડીયાએ**

પોતાની હૈયાતીમાં ઘણા ઘણા સખાવતના કામો કરી

દેશ દેશના લોકોને ફાયદો કરી ગયાં છે, તેમની

પવિત્ર યાદની નીશાંણી તરીકે આએ ચોપડી,

એવોના લાયકીવાળા બેટા

**શેઠ નવરોજી માણેકજી વાડીઆ,** સી.આઇ.ઈ.ની

પરવાંનગીથી અર્પણ

કીધી છે.

# ગુલઝારે નશીયત

યાને

# નશીયતનો બાગ.



૧ **તો પાક બાશો મદાર અએ બેરાદર અઝ કસ બાક.**
**ઝનંદ જામે-ઇ નાપાક ગાઝરાન બર સંગ.**

સાદી.

એ ભાઇ, જ્યારે તું ગુનાહના ડાઘથી ખરડાયલો નથી ત્યારે પવીત્રાઇથી રહે: કોઇથી ધાસ્તી ના રાખ. કારણ કે ધોબી લોકો મેલાં તથા ખરાબ થયલાંજ કપડાંને પથર ઉપર પટકે છે; વગર ખરડાયલાં કપડાંને કાંઇ પથર ઉપર મારતા તથા ઝીકતા નથી. [ મતલબ કે તું પાક અને પવીત્ર હશે તો તુને કોઈ પટકવાનું કે દુ:ખ દેવાનું નથી. ]

૨ **નેક બાશીઓ બદત ગુયદ ખલક.**
**બેહ કે બદ બાશીઓ નીકત ગુયંદ.**

સાદી.

જો કદાપી તું પોતે ભુડો હોય અને જગતના લોકો તુને ભલો કરીને કહે તે કરતાં તું ભલો હોય અને સંઘલાઓ તુને ભુંડો કરીને કહે, તે બેહતર છે.

૩ **આસાયશે દો ગીતી તફસીરે ઇંન દો હરફસ્ત**
**બા દુસ્તાન તલતતોફ બા દુશમનાન મુદારા.**

હફેઝ.

બંધે જેહાનમાં વીસામો તથા કાર પામવાની બીના બે હરફ ઉપર કહેલી છે: એક તો એ કે પોતાના ભાઇબંધો સાથે મહોબતથી રહેવું, અને બીજો તો એ કે પોતાના દુશમનો સાથે નમંતાઇથી મળીને ચાલવું.

૪ હીચ દાની કે શીર મરદી ચીસ્ત
શીર મરદી ઝમાને દાની કીસ્ત
આનકે બા દુસ્તાન સાખ્ત
વાંનકે બા દુશમનાન તવાનદ જીસ્ત.

અનવરી.

તું કાંઇ જાણેચ કે આય જમાનામાં શેર મરદી શી ચીજ છે? આય જગતમાં વાઘના જેવો શુરો નર તેને જાણવો કે જે શખ્સ પોતાનાં દોસ્ત આસનાવો સાથે મળીને ચાલે, અને દુશમનો સાથે ડહાપણથી જીંદગીના દહાડા કહાડી શકે.

૫ અગર દુશમન ન સાઝદ બા તો અએ દુસ્ત,
તો મી બાયદ કે બા દુશમન બેસાઝી,
વગરને ચંદ રૂઝી સબર મીકુન,
ન તો માની ન ઉ ન ફખર રાઝી.

ફખર રાઝી.

અએ મીત્ર, જો કદાચ તારી સાથે તારો શત્રુ મોહબત નહી કરે તો તુંને ઘટેચ કે તે સાથે તું મળતો રહે. અગર જો તારાથી એ પ્રમાણે થઇ ન શકે તો થોડાક દહાડા ધીરજ પકડ, કે તેટલામાં નહીં તું પોતે, કે નહીં તારો દુશમન કે નહી "ફખર રાઝી" [આ નશીયત કેહેનાર] કોઇ રેહવાના; મગર નેકનામી તથા ખુબી ભલાઇજ એખલીં રહી જશે

૬ બાઝ આ બાઝ આ હરાંચે હસ્તી બાઝ આ
ગર કાફરો નાપાકો બુત પરસ્તી બાઝ આ
ઇન દરઘહે મન દરઘહે નોમીદી નીસ્ત
સદ બાર અગર તોબેહ શેકસ્તી બાઝ આ.

શેહબાઝ.

અગર જો તું પુતલાંને પુંજનાર યા પથરને માનનાર, કાફર યા નાપાક યા ગમે તે હોય, તોબી તું પાપથી તોબાહ કરીને પાછો ફર, કારણ કે ખોદાતાલાની દરગાહ નીરાશ તથા નાઉમેદ થવાને માટે નથી? જો કદાચ સો વખત તુંએ તોબા કરીને વળી ફરીથી તે તોબા તોડીને ગુનાહ કીધો હોય, તોપણ તું ફરી ફરીને તોબાહ કરીને પાછો ફર.

૭ **સરે મુઇ દેલત સફીદ ન શુદ**
**હીચ મુ બર તનત સીહા ન માંદ**
**અએ હુસન તોબેહ આન ઝમાન કરદી**
**કે તોરા તાકતે ગુનાહ ન માંદ.**

અમીર હુસન.

અએ હુસન, તું જો, કે તારા બદન ઉપરનો કોઇબી બાલ કાલો નથી રહ્યો, પણ તારૂં દેલ એક બાલની અણીભારબી સફેદ થયું નથી. એટલે કે તું બુઢો ખખ થયો તોપણ ગુનાહમાંજ ફસેલો રહ્યો, અને એક બાલની નોક બરાબરબી દીલને પાક કરવા સારૂ તોબાહ નહી કીધી પણ તેં એવે વખતે તોબા કરવા માંડી કે જે વેળા તારામાં ગુનાહ કરવાની શકિત રહી નથી.

૮ **ઝેંદગી ખાસ અઝ બરાએ બંદગીસ્ત**
**ઝેંદગી બી બન્દગી શરમીંદગીસ્ત.**

આપણું જીવવું ખાસ બંદગી કરવાનેજ થકી છે, બંદગી વગરની જીંદગી મોટી શરમીંદગી છે.

૯ **કલીદે દરે દુઝખસ્ત આન નમાઝ**
**કે દર ચશ્મે મરદુમ ગુઝારી દરાઝ.**

જે શક્ષ લોકોને જણાવવા સારૂ મોટે આવાજથી ઘણીએક બંદગી કરે છે તે બંદગી ગોયા દોજખના દરવાજાની કુંચી છે.

અગર જો તું આ દુન્યામાં કશી ચીજની હાજતને વાસ્તે તથા ખલ્કના લોકોને દેખાડવા માટે બંદગી કરે યાતો કદાચ તું બેહસ્ત તથા બેહસ્તનો બાગ યા ત્યાંની ખુબસુરત પરીઓ મેળવવાની લાલચથી બંદગી કરે, તો ચોકસ તે ઘણીજ નીચ વાત છે; હેવી હરેક પ્રકારની લાલચ ભરેલી મોરાદ ધારીને બંદગી કરવી તે કમીનાઓની હીમત છે. મગર મરદ બચ્ચાઓની હીંમત તેજ છે કે હરેક કશી ચીજની હાજત યા ખાહેશ ચાહ્યા વગર તે કીરતારને યાદ કરે, અને વખતે વખત તે ઉપર ધ્યાન ધરે કારણકે લાલચુ બંદગી કરવી તે આમ યાને હલકા તથા નીચ લોકોની લેહઝત છે, પણ ખાસ એટલે સારા તથા મોટા માણસોની મત-

લબ તો કાંઇ બીજીજ છે. ખાસ લોકો ફક્ત ખોદાના દીદાર જોવાની આરઝુમાં બંદગી કરે છે, અને રાત દહાડો તે ઉપર ધ્યાન ધરતા તથા તેનેજ યાદ કરતા રહે છે.

**૧૦ તા બહેશ્તો દુઝખત દર રેહ બુવદ**
**જાને તો ઝીન રાઝ કએ આગેહ બુવદ.**

જ્યાં સુધી બેહસ્ત તથા દોજખ તારા રસ્તામાં છે, યાને તું દોજખની દહેસતથી બીહીને બેહસ્તમા જવાનાજ વિચારમાં છે, ત્યાં સુધી તારો જીવ ખોદાતાલાના ભેદથી કયારે ખબરદાર થશે ? કારણ કે તું તો પરવરદેગારને ભુલીને મને બેહસ્ત મલશે કે દોજખ મલશે હેવો અંદેશો કરેચ.

**૧૧ જેન્નત ન ર્વમ તા રૂખે ઝીબાત નબીનમ**
**ફેરદુસ ચે કાર આયદ અગર યાર ન બાશદ.**

અએ ખુદા ! જ્યાં સુધી તારૂં જેબ તથા શોભા ભરેલું મોહડું હું નહી જોઉં ત્યાં સુધી હું હરગેજ બેહસ્તમાં જવાને ખુશી નહી થાઉં, કારણકે જ્યારે તું માહારો યાર મારી સાથે નહીં હોય ત્યારે મને બહેસ્ત શું કામ આવે ?

**૧૨ ખેલાફે પયમબર કસી રેહ ગુઝીદ**
**કે હરગેઝ બ મનજલ ન ખાહદ રસીદ.**

સાદી.

જે કોઇ પોતાના પેગમબરના કહ્યાથી ઉલટો માર્ગ પકડીને ચાલે તો કદી મોરાદની જગોએ નહીં પોંહચે; યાને તે શખ્સ બેહસ્ત તથા ખોદાના દીદારને કદીબી નહીં જોય.

**૧૩ સેરરત હમે દાદારે ફલક મીદાનદ**
**ઉ મુઇ બ મુઇ રગ બ રગ મીદાનદ**
**ગીરમ કે બ ઝરક ખલકરા બે ફ્રીબી**
**બાઉ ચે કુની કે યક બ યક મીદાનદ.**

તારો સઘલો ભેદ ફલકનો પેદા કરનાર દાદગર દાદાર જાણે છે, અને તારા બાલે બાલની તથા રગે રગની તે સાહેબને ખબર છે. તું

જગતના લોકોને પેચ તથા મકરથી ફરેબ દઇ શકેચ તે તો હું કબુલ કરૂંછું, પણ તે ખોદાની સાથ તું શું કરશે કે જે ઢાંકેલી તથા ઉઘાડી એકેએક તથા જરા એ જરા વાતથી જાણીતો છે

**૧૪ બસ આજેઝદ ખલ્ક બકસ એલતેજા મકુન**
**હર આરઝુ કે મીતલ્બી અઝ ખોદા તલબ.**

જગતના સરવે લોકો આજેજ તથા હાજતમંદ છે, વાસ્તે તેમાના કોઇથીબી તું કશી આશા તથા ખાહેશ ના કર, પણ હરેક કશી ઉમેદ તું ચાહતો હોય તે ખોદાતાલા પાસેથી માંગ, કે તેજ એખલો તવંગર તથા શક્તિવાન છે.

**૧૫ દુન્યા કા તલબ કરનેવાલા રંજુર**
**આકેબત કા ચાહનેવાલા મજદુર**
**મગર હુએ તાલેબે મઓલા મશરૂર**

જે લોકો યઝદાંની યાદને વીસરીને ફકત દુન્યાઇ ચીજને તલબ કરનારા છે, તેઓ સેવટે દુઃખીજ છે, અને આકેબતને ચાહનારા લોકો જેઓ પોતાની હાજત બર આવવાના તથા દોઝખના ડરથી બેહસ્ત પામવાનો વિચાર રાખી બંદગી કરે છે તે ગોયા પૈસા લઇને મજુરી કરનારે જેવા છે. પણ ખોદાને તલબ કરનારા, એટલે તે દાતાર ઉપર ધ્યાન ધરનારા, લોકો જે છે તેઓ ઉપર કહેલા લોકો કરતાં ઘણા મધન તથા આનંદ છે.

**૧૬ યક કદમ બર નફસે ખુદ નેહ.**
**વાંન દીગર દર કુયે દુસ્ત.**

એ ભાઈ! તું પોતાના નફસપર યાને દુન્યાનો લોભ રાખવાની, અને બીજી અનેક લાલચો ઉપર, તારો એક પગ મુક, યાને તે લાલચોને દીલમાંથી કહાડી નાંખ, કે પછી તારો બીજો પગ દોસ્તની ગલીમાં પોંહચ્યો, યાને તું ખોદાને જઈ મળ્યો.

**૧૭ દુન્યાસ્ત બલાખાને ઓ ઓકબા હવસ આબાદ.**
**મા હાંસલે ઇન હરદો! બ યક જવ ન સેતાનીમ.**

દુન્યા જે છે તે બલાનું ઘર છે, અને આકેબતનું ચાહવું તે લાભનુ ઘર છે, માટે એ બંધે ચીજો એક જવની કીંમતથી વેચાતી મળે તોબી હમે નહી લઇએ.

૧૮ વહે કસીરા ગમે દુન્યાઓ કસીરા ગમે દીન
મોઝ ગમે એશકે તો અંદર દેલેમા નેહાદસ્ત.

શેક ઓવહદી.

કોઇને દુન્યાદારીનો બલાપો છે, અને કોઇને દીન ધરમનો ગમ છે. પણ હે દાદાર! હમારા દેલમાં તો તાહરા એશક શીવાયે બીજાં કશાંનો ગમ નથી.

૧૯ આલમી શેહરા-ઓ ખોસરવી ખાંકાનરા
તસ્બીહ ફેરેશતેરા-ઓ સફા એન્સાનરા
દુઝખ બદરા ઓ બેહેશ્ત મર નીંકાનરા
જાનાન મારાઓ જાનેમા જાનરા.

આલમના લોકો જે છે તે પાદશાહને વાસ્તે છે, અને પાદશાહી જે છે તે રઇઅત તથા પાદશાહને ખાતર છે, અને ફરેસ્તાઓ હરદમ તે સાહેબના નામને યાદ કરવા માટે છે, અને ઇન્સાન બંદગી કરીને પોતાના તન બદનને પાક કરવા સારૂ છે, તથા દોજખ ભુંડાઓને માટેછે, અને બેહસ્ત ખાસ નેક લોકોને ખાતર છે: પણ તે માશુક જે ખોદા છે તે તો હમારે વાસ્તે છે, અને હમારો જાન તે માશુકને વાસ્તે છે.

૨૦ અઝ કજી બોગુઝશ્તે-ઓ બર ચશમહા જા કરદેઇમ,
ખલ્કરા અઝ બરતરી બરજાયે મોઝગાનીએ મા.

જે કોઇ તમામ બદરાહના કામોને દુર કરીને જુઠુ બોલવાથી પહેરેજ રહે તે લોકોની જગા હમારી આંખો ઉપર કીધી છે, વાસ્તે ખલકના લોકોમાંથી જે કોઇ સચાઇ ભરેલાં નેક કામો કરે તે લોકોને હમારી આંખના પાંપનો ઉપર બેસાડીએ.

૨૧ દર જેહાન મીરવદ અઝ પાએ ખુદ મરદે દરૂગ
ઓમર કોતેહ મીકુનદ હર કસકે મીગુયદ દરૂગ

**નીસ્ત અસલ ઉરા અગર દાનેસ્તે કદમ મીઝનદ**
**અઝ પેદર નતવાંન શોમોર્દ ઉરા કે મીગુયદ દરૂગ**
**ઇન ઝમીને તંગરા વસઅત નમી યાબમ દીગર**
**તએ કુન અએ જમશીદ અર કસ ગુફ્ત કે મીગુયદ દરૂગ.**

દસ્તુર જમશીદ એબને જામાસ્પ આશા.

જુઠું માણસ પોતાના પગે કરીને પોતેજ દોજખમાં જાય, અને જે કોઇ એ રીતે જુઠું બોલે છે તે પોતાની ઉમરને ટુંકી કરે છે, અને જે જાણી જોઇને જુઠું બોલે તેને માટે એમ જાણવું કે તેને માથે બુનયાદી નથી, વાસ્તે અએ જમશીદ! એ વાતથી તું પાછો ફરીને બીજો રસ્તો માપ, કાંયકે એ જુઠાઇની તંગ જમીનને વધારીને તુ બીજી લાંબી કરી નહીં શકવાનો, અને એ અગવડની તંગી ભરેલી વાતમાં બીજુ વધારે બ્યાન કરવાનો ફાયદો પણ નહીં જોવાનો.

૨૨ **મનાઝ અએ બુતે ચીન કે ચીન હમ ન માન્દ**
**મદારે જેહાંન ઈન ચુનીન હમ ન માન્દ**
**ન જમ માન્દ ઇનજા ન નકશો નગીન,**
**કે નકશે નગીન દર નગીન હમ નમાન્દ.**

અએ ચીન દેશની રેહનાર નાંજની, તું તારી ખુબસુરતી ઉપર લાડ તથા નખરાં ના કર, શા વાસ્તે કે જેહાંનનો પાયો એ રીતનો છે કે એ ઉપર જેણે ગરૂરીથી દીલ બાંધ્યું તે શેવટે આજુરદી વગેરે બીજું કાંઇ જોવાનો નથી. જો કે એ જેહાંનમાં જમશીદ જેવો પાદશાહ પણ નથી રહ્યો, અને તેની નશ તથા નેકગાર ભરેલી જામ તથા ભાત ભાતના ચીતાર કરેલી અંગોઠી પણ નથી રહી.

૨૩ **એકબાલે જેહાનરા ઝ સેબાતી અસર નીસ્ત**
**ચુ ગુલ દો સે રૂઝસ્ત હમી સીમો ઝરે મા.**

દસ્તુર જમશીદ.

ઇન્સાનના રોશન સેતારાને, તથા દુન્યાની દોલતને સાબેતીની નીશાણુ નથી, જેમ કે બાગમાં ફુળો ખીલેછે તે એ ત્રણ દહાડાના છે, તે મીસાલે

આપણું શોનું રૂપું તથા માલમતા છે, વાસ્તે એ ઉપર એવો ભરૂસો નહી રાખવો કે એ સદા કાયમ રહેશે.

૨૪ બા એલ્મો ફઝલ બીની બીમઅરેફત નશીનીં
યક નુકતેઅત બેગુયમ ખુદરા મબીન દરેસ્તી.

તું પોતાના એલમ તથા હુનરની બુઝરગીને જોયા કરીને ખોદાતાલાની પીછાનત વગર બેઠો છે, તો તું ખોદાને કયારે પીછાનશે? વાસ્તે તુંને એકજ વાત કહુંચ કે તું પોતા ઉપર ના જો કે તેથી સારૂં છે.

૨૫ અઝ મર્દુમકે દીદ બે બાયદ આમુખ્ત.
દીદન હુમે કસરા ઓ ન દીદન ખુદરા.

આદમીઓને ઘટેછે કે આ વાત પોતાની આંખની કીકીથી શીખે કે એ આંખની પુતલી શરવે કોઇને જોયચ, પણ તે પોતાને જોતી નથી, તેમ પોતાને કશાંમો ગણવો નહિ.

૨૬ કમાલો સેદકો મોહુબ્બત બે બીન ન નસો ગુનાહ
હરકે બી હુનર ઓફતદ નઝર બ અઇબ કુનદ

હરેક કોઇનાબી સારા હુનરો, તથા તેની સચાઇ, તથા તેની મોહબતને જોતા રેહવું, નહીં કે તેનામાં કશી એબ તથા નુકશાન હોય તેને જોઇએ, કાંય કે કોઇ બીન હુનર હોય છે તેજ બીજાઓની એબ કહાડતો ફરે છે.

૨૭ નાઝનીન ઝુલ્મે નાંઝનીન બીનદ
મા બ આઇને રૂબરૂ ગુફતમ
અઇબ ‌શી બેહુ અઝ નમદ પુશીસ્ત
નઝરે પાક રૂન ચીની બીનદ.

હે નાંઝની! જે કોઇ ભલું માણુસ હોય છે તેજ સરવે સારી ચીજને જોય છે, કાંય કે એ વાત મેં આરસીમાં જોઇને કહી છે કે જે મીસાલે આરસી ખાલેશ છે તેથી તેમાં જેવું જોઇએ છે તેવુંજ માલમ પડે છે, તેમ સારા માણુસોથી સારૂંજ થાય છે, અને તેઓ સરવે કોઇનું સારૂંજ ચાહે છે, અને જોય છે. અને પરહેજગાર ફકીર લોકો "નમદ" નામનો એક

પોશાક પેહરે છે તે નમદ પેહરીને ફકીર થવા કરતાં હરેક કોઇની એબ ઢાંકવી બેહતર છે.

૨૮ **પુમ્બેહ દર ગુશ કુનો અયબે કસાન રાહ મદેહ**
**હરકે અયબે દાગરાંન સુન્ત જહી પાક નેહાદ.**

લોકોની એબ તથા ગીબતની વાતો નહીં સાંભલવા સારૂં તારા કાનમાં રૂના પુમડાં ખોશ, અને તે સાંભળવા થકી તારા કાન ઉંઘાડીને કોઇને રસ્તો ના આપ, કારણ કે જે ધણીએ બીજાઓની એબ જોવાની ટેવ નહીં રાખી તે શખ્સના જેવો પાક બુન્યાદનો અજાયબ નર બીજો કોઇ નથી.

૨૯ **આઇને સાન હરચે બીની મગુ**
**આબે સેફત હરચે બેયાબી બેશુ**
**બા હમે ચુન ખાકે ઝમીન પસ્ત બાશ**
**વઝ હમે ચુ બાદ તોહી દસ્ત બાશ.**

જે મીસાલે આરસીમાં કાંઇ જોઇએ તે જેવું હોય છે તેવું તરત દેખાઇ આવે છે, તે મીસાલે કોઇની એબ જોય તે કહી ના દે, પણ પાણીની માફક કોઇનીબી એબ તુને મળે તે ધોઇ નાખ; અને સઘલાંની સાથે ભોંય ઉપરની ધુળના જેવો નીચો તથા નમાનો થઇ રહે, અને જેમ પવણ હાથમાં આવીને નીકળી જાય છે તે મીસાલે નીંદાખોર લોકો સાથે તું ખાલી હાથનો થા, યાને તેવા લોકો પાસેથી પવનની મીસાલે દુર થા.

૩૦ **આઝ બોગુઝારો પાદશાહી કુન**
**ગરદને બી તમઅ બુલંદ બુવદ.**
સાદી.

તું લોભ લાલચને છોડી દઇને પાદશાહી કર, કાંજે લોભ વગરના આદમીઓની ગરદન બુલંદ હોય છે, યાને જેને લોભ તથા લાલચ નથી તેને કોઇનાં ભારની દરકાર નથી.

૩૧ **તનહા ન હાતેમ અસ્ત કે જુદ કુનદ બ ખલ્ક,**
**હર કસ કે અઝ કસી ન સેતાનદ ઉ હાતેમ અસ્ત.**

જે કોઇ જગતના લોકો ઉપર બક્ષેશ તથા સખાવત કરે છે તેજ એકલો હાતેમ નથી, પણ જે શખ્સ કોઇ પાસેથી કાંઇ લેય તથા માગે નહી તે શખ્સ પણ હાતેમ છે.

**૩૨ દેલ કે દરૂ હેરસ બુવદ જાયગીર**
**નાફએ મુશ્ક અસ્ત પુર અઝ બુયે શીર.**

આદમીઓનું દીલ ઉંચી કસ્તુરીના નાફા જેવું છે, પણ તેમાં લોભે જગો પકડયાથી તે દીલ ગોયા લસનના વાસથી ભરેલું થાય છે, યાને આદમી કસ્તુરી મીસાલે છે, અને લોભ લસન મીસાલે છે. હવે જ્યારે લસન કસ્તુરી સાથે એક મલે છે ત્યારે કસ્તુરીની ખુશબો બદબો ભરેલી કરે છે, તેજ મુજબ માણુસ જે બુઝોર્ગ છે તેને લોભ નીચ કરી નાખે છે. માટે લોભ કીધાથી દુર રેહ.

**૩૩ અવ્વલ ઝ આબરૂએ ખુદરા દસ્ત શુસ્તન અસ્ત**
**પસ લબ પીશે કસ બ સવાલ કશુદન અસ્ત.**

દસ્તુર જમશીદ.

પ્રથમ પોતાની આબરૂથી હાથ ધોઇને પછી હરેક કોઇ આગળ કશી ચીજનો સવાલ કરવા સારૂ યા કાંઇ માંગવા સારૂં પોતાનો હોઠ ઉંઘાડવો સબબકે માંગવું છે તે નીશ્ચે પોતાની આબરૂ ગુમાવવું છે.

**૩૪ બીતઆંમ્મુલ દર દેહાંને માર દાદન બીદેરંગ**
**બેહતર અઝ પીશે લઇમાં દસ્તરા વા કરદન અસ્ત.**

દસ્તુર જમશીદ.

બખીલો તથા કંજુસો પાસે કાંઇ માંગવા સારૂ હાથ ખોલ્લો અથવા લાંબો કરવા કરતાં પોતાના હાથને વગર વિચારવે તથા વગર ઢીલ પકડવે એ ધડક અઝદાહના મોહડામાં આપવો બેહતર છે.

**૩૫ અઝ ખયાનત બુવદ ખેજાલતે મરદ**
**વાં ખેજાલત દલગીર બાશદો દરદ.**

ચોરી કરયાથી માણુસને મોટી શરમ છે, કાંય કે જ્યારે ચોરી પકડાઇ આવે છે ત્યારે તે ચોરીના કરનારને મોટો પસ્તાવો તથા અફસોસ કરવો પડે છે, અને વળી દુઃખબી ભોગવવું પડે છે.

૩૬ **બદીરા બદી સેહલ બાશદ જમઆ**
**અગર મરદી અહેસન એલામન અસા.**

હરેક કોઇની સાથે ભુંડાઇને બદલે ભુંડાઇ કરવી તો સેહલ છે, પણ જો તું ભલો નર છે તો જેણે તારી સાથે બદી કીધીચ, તેની સાથે તું નેકી તથા હેસાન કર.

બની આવે ત્યાં સુધી બદીને અવેજે નેકી, તથા ભુંડાઇને બદલે ભલાઇ કરતા રહેવું.

૩૭ **દુસ્તાનો દુશ્મનાંન બા હરકે કરદી આશ્ના**
**અઝ મરવતહા સુખનરા બામરાદા ગુફતન અસ્ત.**

દસ્તુર જમશીદ.

તું દોસ્ત કે દુશમન એ બંધેમાંથી હરેક કોઇ સાથે આસ્નાઇ કરે તો તુને ધટે છે કે તેઓ સાથે મેહેરબાની તથા મરવતથી બોલવું તથા ચાલવું.

૩૮ **ગર કસી દર રાહેમન ખારી નેહદ, મન ગુલ નેહમ,**
**ઉ સઝાએ ખાર યાબદ, મન ઝઝાએ ગુલ બીનમ,**
**નીકુઆંનરા દુસ્ત દારદ, હરકે બાશદ દર જેહાંન,**
**ગર બદાનરા દુસ્તદારી, ગુઇ બોરદી અઝ મ્યાન.**

જો કદાપી કોઇ મારા રસ્તામાં કાંટાનું બીછાનું બીછાવીને બુરાઇ કરે તો હું તેના માર્ગ ઉપર ફુલનું પાંથરણું પાંથરીને નેકી કરૂ. તે તેના બુરાં કર્તુકથી બીછાવેલા કાંટાની સજા પામી રેહશે, અને હું મારાં નેકીથી પાંથરેલાં ફુલનો નતીજો જોઇ લેઇશ. દુન્યામાં ભલાં માણસોને તો હરેક કોઇ પોતાનો દોસ્ત કરી રાખેજ, પણ જે માણસ ભુંડાઓ તથા દુશ્મનો સાથે હલતો મલતો રહી તેઓને પોતાના દોસ્ત કરી રાખે તેને મોટો જવા મરદ જાણવો.

૩૯ **બેકુન મકરમત લેક મેન્નત મને**

હરેક કોઇ ઉપર બક્ષેશ તથા મહેરબાની કર, પણ તે કરીને કોઇ ઉપર પાડ ના ચહડાવ. જે કોઇ સખાવત કરીને તેનો બદલો માંગે તે

ચોકસ પોતાને ફાયદો કરવા જેવું, બલ્કે વ્યાજ ખાંવા બરોબર છે.

**૪૦ સખા બેહરે ઝઝા કર્દન યા ખારીસ્ત દર હિમ્મત.**

લોકોને જણાવા સારૂ તથા બદલો મલવાની ઉમેદ રાખીને જે કોઇ સખાવત કરે તે સખાવત સખાવત કરવાની હીમ્મતને બદલે તે જેહાંનની ફજેતીજ છે.

**૪૧ ઇન જેહાંન બર મેસાલે મોરદારીસ્ત,**
**કરગસાનંન્દ બરૂ હઝાર હઝાર**
**આંન યકીરા હમી ઝનદ મખબલ,**
**વાં દીગરરા હમી ઝનદ મેન્કાર**
**આખેરૂલ અમ્ર બેપરંદ હવા**
**અઝ હમે બાઝ માંનદ ઇન મોરદાર.**

અનવાર.

આ જેહાંન એક મુવેલાં મુરદાંની મીસાલે છે, અને તે મુરદાં ઉપર તાપનારા હઝારો હઝાર ગીદો મીસાલે દુન્યાને ચાહનારા આદમીઓ છે, અને તે ગીદો પેલાં મુરદાંનુ ગોસ્ત ખાવા સારૂ એકને પંજે અને બીજાને ચાંચ મારીને, ત્રીજા ચોથા વચ્ચે મારામારી તથા કાપાકાપી કરે છે, અને અંતે તે સઘલા ગીદો હવા ઉપર ઉડીને જતા રહે છે, પણ પેલું મુરદું તો પાછું જેમનું તેમ પડી રહે છે. યાને આદમીઓ આ દુન્યાંને વાસ્તે એકેક સાથે ટંટો, જઘડો તથા લડાઇ ફેસાદ કરે છે, પણ સેવટે તેઓ તો મરી જાય છે, અને દુન્યાં તો જેવીને તેવીજ રહી જાય છે.

**૪૨ જેહાંનો કારે જેહાંન જુમ્લે હીચ દર હીચ અસ્ત**
**હઝાર બાર મન ઇન નુકતે કરદેઅમ તેહકીક.**

હાફેઝ.

આ વાત મેં હજારો વખત અજમાવીને ચોક્કસ કીધેલી છે કે આ દુન્યાંનો તમામ કારોબાર તથા સઘલો ખટલો કાંઇજ નથી.

**૪૩ હાલે દુન્યારા બે પુરેસીદમ મન અઝ ફરઝાને**
**ગુફ્ત યા બાદ અસ્ત યા ખાબ અસ્ત યા અફસાને**

**ગુફ્તમશ હુર કસ બ મેહરે ખુદ દરૂ બર બસ્ત દેલ**
**ગુફ્ત યા દેલીસ્ત યા દેવીસ્ત યા દીવાને.**

મેં એક શેયાના તથા દાનાવની હજુરમાં જઇને આ દુન્યાંની તમામ હકીકત પુછી, ત્યારે તેણે કહયું કે આ દુન્યાં પવનના જેવી છે, અથવા તો સ્વપ્ના સરખી છે, યાતો એક કાંહાંનીની મીસાલની છે. ત્યારે મેં તેને ફરીથી પુછયું કે, એ દુન્યાંની મોહબત ઉપર જે કોઇએ પોતાના દીલ બાંધ્યાં છે, તેઓનો શું હાલ? ત્યારે તેણે કહયું કે તેઓનો હાલ યાતો ભુતના જેવો છે, યાતો દેવના સરખો છે, યાતો ઘેલાઓની મીસાલનો છે.

૪૪ **પરવીજન અસ્ત આલમે મા હમ્ચુ આરદ વએ**
**ગર બેગઝરી તો સાફી વર નંગઝરી સબુશી**

આ દુન્યાં જે છે તે એક ચારણીનાં જેવી છે, અને દુન્યાદારી લોકો આટાની મીસાલે તે ચારણીની અંદર છે. જેણે આ દુન્યાને દુર કીધી તે ચારણીમાંથી ગળીને નીચે પડયો તે મેદા સમાન છે, અને જે દુન્યાની મોહબતમાં રહ્યો તે ચારણીની માંહે રહી ગયો તે થુલાંની મીસાલે છે. યાને જે કોઇ આ ભવને તજે છે, તે મેદાની કાંની મઝાહ ઉરાડે છે, અને જે લોકો દુન્યાના ઘણુંંજ લોભમાં ગેરફ્તાર છે તેઓથી થુલાંની પેરે ચારણીમાંથી ગલાતું નથી, તેથી તેઓ ચારણીની અંદર અફલાઇને ચરવાયાજ કરે છે.

૪૫ **તરકે દુન્યા ગીર તાસુલતાન શવી**
**વગરને હમચુ ચર્ખ સરગરદાન શવી.**

તું આય દુન્યાદારીની મોહબતં તજ કે તેથી તું પાદશાહ થશે, નહી તો ફરતા આસમાનની મીસાલે હેરાન તથા સરગરદાંન થઇને રખડયા કરશે.

૪૬ **ગમ આબાદે જેહાનરા સર બસર દરદ અસ્તો હયરાની**
**ન બાશદ યક ઝરરે મુ રાહત અએ સાહેબદેલા ઇનજા.**

અએ સાહેબ દેલ, આ દુઃખ તથા બલાપા ભરેલી દુન્યામાં સરવે ઇન્સાનો ઉપર ગમ તથા હેરાંનગતી પડે છે તે સરવેને જાહેર

છે, તો હવે આ જેહાનમાં પોતાના સાહેબને યાદ કરયા વગર બીજી તરફ દીલ કેમ બાંધવું ઘટે, કેમકે હીયાં તો એક બાલની અની ભારબી સુખ તથા આસાએસ નથી.

**૪૭ ન મોરદ આંકે માનદ પસ અઝ વઇ બજાઇ,**
**પુલો મસ્જીદો-ચાહો-મેહમાંન સરાઇ.**

જે શખ્સથી ધરમના કામો, જેવાં કે પુલો, પાવડાઓ, ખોદાને યાદ કરવાની જગાઓ, તથા કુવાઓ, તથા ધર્મશાળાઓ બાંધ્યામાં આવી હોય, તેનું નામ ઠરીઠામ રહે છે: તે કાંઇ મરતો નથી, પણ તે શખ્સ મરે છે કે જેને કોઇ નેકીથી યાદ કરતું નથી.

**૪૮ તવંગરા ચુ દેલો દસ્તે કામરાનત હસ્ત**
**બે ખુર બે બખ્શ કે દુન્યાઓ આખેરત બુરદી.**

સાદી.

અય પૈસાદાર મરદ! જ્યારે તારી મોરાદનું ફળ તારે હાથ છે, એટલે તારી માંગેલી મુરાદ જ્યારે ત્યારે બર આવે છે, ત્યારે તું પોતે ખાઇ બીજાઓને ખવાડી બક્ષેશ કરી લે કે પછી તું દુન્યાં તથા આખેરત લઇ ગયો યાને એ કીધાથી બંધે જેહાંનની નેકી તેં હાંસેલ કીધી.

**૪૯ ઝર અઝ બેહરે ખુરદન બુવદ અએ પેસર**
**બરાએ નેહાદન ચે સંગો ચે ઝર**

અરે દીકરા! શુનું રૂપુ તથા પૈસા ટકા ખાધા પીધાને વાસ્તે છે, બાકી રાખી જવાને સારૂ શું પૈસો કે શું પથર એ બેઉ બરોબર છે.

ભાગ્યવંત આદમી તે છે કે જે પોતે ખાઇ બીજાઓને ખવાડીને સેવટે દુનયામાં નેકનામી મુકી ગયો, અને અભાગ્યું માણુસ તે છે કે જે દુન્યાંની હેજગારી ભોગવી દ્રવ્ય એકઠો કરી મુકીને મરી ગયો.

**૫૦ બદો નેકરા બગ્ઝલ કુન સીમો ઝર**
**કે ઇન-કશ્એ ખયર અસ્ત, દફ્એ સર.**

તું ભુંડા તથા ભલા એ બધેને રૂપાં તથા સોનાની બક્ષેશ અથવા દક્ષના આપ કાંયજે નેક લોકોને આપવું તે તો નેકજ છે, પણ બદ

લોકોને આપવું તે બુરાઇથી દુર રહેવું અથવા બલાને ટાલવું છે, યાને તે લોકો તારા હેશાનમંદ થઇને તારી ઉપરથી મરી મરી જશે, નહી તો તારી બદગોઈ કરશે.

**૫૧ ખતરહાસ્ત દર કારે શાહાંન બસી**
**કે બાશાહ ખીશી ન દારદ કસી.**

પાદશાહોના કામમાં ભારે દેહસ્ત તથા ઘણોએક ખોફ છે, તે માટે કોઇએ એવો વિચાર નહીં કરવો કે પાદશાહ મારો થયલો છે, અને હું તેનો પોતાનો છું, કારણકે પાદશાહ કોઇનો પોતાનો થઇ શકતો નથી.

**૫૨ ખેલાફે રાયે સુલતાન રાઇ જોસતન**
**બ ખુને ખીશ બાયદ દસ્ત શોસતન**

સાદી.

જે કોઇ પાદશાહોની અકલથી ઉલટી વાત શોધે છે તે ધણીએ પોતાંના લોહીએ કરીને પોતાના હાથ ધોવા જોઇએ.

**૫૩ કે જુયન્દેગાંનંદ યાબંદેગાંન**

શોધનારાઓજ પામનારા છે યાને ગુજરાતી કહેવત મુજબ "ફરે તે ચરે અને બાંધ્યો ભુખે મરે."

**૫૪ સાદીઆ મરદે નીકુનામ નમીરદ હરગેઝ**
**મોરદે આન અસ્ત કે નામશ બનીકુઇ ન બોરદ.**

સાદી.

અય સાદી! જે કોઇ નેકીનો કરનાર મરદ હોય તે કદી મરતો નથી, પણ જે નેકનામી કરીને નામ નહી ઉઠાવી જાય તે મુવેલો છે.

**૫૫ જમ્શીદ દર કલમરો બ દારૂલ ફના સરા**
**આમદ પયામે મરગ કે આંન રખ્ત બસતનીસત.**

જમશેદ.

ઓ જમશેદ! આય ફના થનારા મુલકના ઘરમાં જ્યારે મોતનો સંદેશો આવ્યો, યાને તારા બાલ જ્યારે તુંને સફેદ દેખાયા, ત્યારે તે જેહાનમાં સાથે બાંધી લઇ જવાનો અસ્બાબ (જે નેકનામી ભગેલાં કામો છે તે કરી લઇને) તે અસ્બાબ તૈયાર રાખવો જોઇએ.

**૫૬ બસા નામે નેકી બ પંજાહ સાલ**
**કે યક નામે ઝેશતશ કુનદ પાયમાલ.**

સાદી.

જે ધણીએ પચાસ વરસ લગી ઘણીએક નેકનામી મેળવી હોય, અને કદી ત્યાંર પછી એકાદ બુરૂ કામ તે ધણીથી થઇ આવ્યું હોય તો તે બુરાઇની બદનામીના સબબથી તે તમામ નેકી કીધેલી પાયમાલ થઇ જાય છે.

**૫૭ બ ઇન્સાંન ફરઝ શુદ તઆલીમે તાઝીમ અઝ અદલ,**
**વરને ન સાઝદ કસ એ તાબે મરહુમે તસ્વીરે કલીશ**

દસ્તુર જમશીદ.

આ વાતની ફરજ આદમીઓ ઉપર શરજી છે કે એલમ હુનરની કેળવણી લેવી, અને લોકોને આય અદાબથી બુઝોરગી આપીને નમવુ. જો એ પ્રમાણેની મસ્લત રાખે તો તેને ઇન્સાન કરીને સમજવું, અગર નહીં રાખે તો તે ધણી ગલીચા તથા આરસીઓ ઉપર ચીતારેલી વગર જીવના માણસોની મુરતીની મીસાલે છે.

**૫૮ મુમ્લેકત અઝ અદલ શવદ બા કમાલ,**
**કારે તો અઝ અદલે તો ગીરદ જમાલ.**

અદલ ઇન્સાફ કીધાથી મુલક તથા પાદશાહાત કમાલીયત સાથે આબાદ રહે છે, તે મીસાલે સાચો ન્યાય કીધાથી તારૂ કામ શોભા તથા રોનક પકડશે.

**૫૯ સેતમ દર મઝહબે દૌલત રવા નીસ્ત**
**કે દૌલત બા સેતમગર આશના નીસ્ત.**

દોલતના ધર્મમાં કોઇ ઉપરબી જુલમ કરવો સજાવાર નથી, અને ભાગ્ય તથા દૌલત જુલમગારો સાથે દોસ્તી કરતાં નથી.

૬૦ મઆશ દર પએ આઝાર હરચે ખાહી કુન
કે દર શરીઅતે મા ગયેર અઝીન ગુનાહી નીસ્ત.

હાફેઝ.

તું જે ચાહે તે કરી લે, પણ કોઇને દુઃખ પોહોચાડતો ના કારણ કે હમારા ધરમમાં દુઃખ દેવા જેવો બીજો કશો મોટો ગુનાહ નથી.

૬૧ દર મઝહબે એશ્ક અગર દરોસ્તી
બા ખલ્કે ખુદા મકુન દોરોસ્તી

અગરચે તું ખોદાની મોહબત રાખવામાં ચુસ્ત છે તો ખોદાની ખલકત સાથે સખતીથી જુરાઇ ના કર.

૬૨ ઝ ખુદ હરગેઝ ન આઝારમ દેલીશ,
કે મી તરસમ દરૂ જાયે તો બાશદ.

હું પોતે કોઇના દીલને હરગેજ દુઃખી તથા દલગીર નહીં કરૂં, કાંયકે દીલના દરમ્યાનમાં તો, ઓ ખોદા, તારી જગો છે, તેથી કોઇને દુઃખ દીધાથી તથા કુહરાવ્યાથી હું ઘણો બીહુંચ.

૬૩ બા ગરીબી ખો કુનો અઝ ઝોલમે ખલ્કાન દર ગુજર,
હરકે ઇન શીવેહ ન દારદ નઝદે હક મોશુલ નીસ્ત,
અઝ જેહાનમ બદતરી બાશદ મુસાહેબ બુદનશ
હસ્ત શૈતાન બ સુરત હરકે ઉ મઆદુલ નીસ્ત

દસ્તુર જમશીદ.

એ ભાઇ! તારી ખશલત તથા આદત ગરીબાઇ ભરેલી કર, અને ખલકના લોકો ઉપર જુલમ તથા દુઃખ પાડયાથી પાછો ફર; અગરજો હરેક કોઇબી આ વાતથી ઉલટો ચાલીને નેક ખસલત પોતાના દીલમ નહીં રાખે તો તે ધણી ખોદાને મલનાર તથા તેને પીછાનનાર નથી, વાસ્તે તેવા બેદાદગર જુલમગારોની દોસ્તીમાં રહેવું છે તે દોઝખના દેવની શાહેલમાં રહ્યા બરોબર છે, અને એ રીતે બે ઇનસાફીનું કામ કરનાર આદમી જેહાંનમાં જીવે છે તે જાણે આદમીની શીકલનો એક દેવ દુન્યામાં વસે છે.

૬૪ સતીઝેહ બ જાઇ રસાનદ સોખન
કે વૈરાન કુનદ ખાન માને કોહન.

કલેશ, કંકાશ, તથા કજીઆની વાત હીંઆં સુધી તો પોંહચે છે કે કદીમ ખાનદાન તથા પુરાતન ઘરબારને ઉજડ તથા વેરાન કરી નાંખે છે.

૬૫ કોફ્ર અસ્ત દર તરીકતે મા કીનેહ દાશતન
આઇને માસ્ત સીને ચું આઇને દાશતન.

હમારા મઝહબમાં કીનો તથા કપટ રાખવું તે ચોકશ કુફ્ર યાને દીનના હોકમથી ઉલટા ચાલવા બરોબર છે, બલકે હમારી રાહ રસમ તો એજ છે કે આરસીની મીસાલે સીનો સાફ રાખવો.

૬૬ મશગુલે હક શવી ચુન કુની દેલ ઝ કીનેહ સાફ
ઇન આઇને ઝ ગેરદો ઝ ખારો ખશ બર આર.

દસ્તુર જમશીદ.

જ્યારે તું તારા દીલને કીનાથી સાફ કરશે, ત્યારે તારૂં દીલ ખોદાની યાદમાં તથા તેના ખ્યાલમાં રહેશે, કારણકે જે વેળા તું તારા દીલની આરસી ધુળ તથા કચરા કાંટાથી જાડીને સાફ કરશે, ત્યારેજ તેમાં ખોદાઇ ચમકાટ નજર આવશે.

૬૭ ચુ બર કરદી મબાશ એમન ઝ આફાત
કે લાઝેમ શુદ તબીએતરા મકાફાત.

તું બુરાઇ કરશે તો આ જમાનાની આફતોથી બેફીકર ના રહેતો કે તેનો બદલો તુંને નહીં મલશે, પણ યાદ રાખજે કે કોઈ નહીં તો કોઇ દહાડેબી તે બુરી ચાલનો બદલો જે જમાનાને આપવો લાજમ થયલો છે તે તુંને મળ્યા વીના રહેશે નહીં.

૬૮ હરાંકે તોખ્મે બદી કેશ્તો ચશ્મે નીકી દાશ્ત
દમાગે બીહુદેહ પોખ્તો ખયાલે બાતેલ બસ્ત.

સાદી.

જે કોઇ બદીના બીજ વાવીને નેકીના ફળ ખાવાની ઉમેદ ઉપર નજર રાખે તે ધણી પોતાના ઠેકાણાં વગરની અકલથી બેહુંદાં મગજને

પકાવીને જુદો વિચાર બાંધે છે, યાને "કડવું યા મીઠું જેવું બીજ રોપશો તેવુંજ ફળ ખાશો."

**૬૯ દરીન રેહ અગર યક કદમ બદ રવી.**
**અજબ બાશદ અઝ કેશ્તે ખુદ બે દરવી.**

અગર તું આ દુનીયાંના રસ્તામાં એકબી પગલું ભુંડાઇનું ચાલે તો અજબ છે કે તે તું તારી ઉમેદની ખેતીને તું પોતેજ કાપે છે.

**૭૦ બુર ફુઝ નવેશ્ત રોઝીએ તો,**
**ઇન નુકતે બ ગુશે હોશ બેશનવ.**

આ વાત જે હું કહુંછું તે તું તારા દાનાઇ ભરેલા કાનથી સાંભળ કે તારા વખતમાં થોડી અથવા ઘણી નીત રોજની રોજી ખોદાતાલાએ લખેલી છે તે આગળ કે પાછળ હરેક વખતે પોંહચાડયા વીના રહેશે નહીં.

**૭૧ મી ઝનમ કુસે તવકકોલ કાસમાન અઝ બેહરે મન**
**મીરસાનદ રોઝીએ ચર્ખે દીગર હમ મીઝનદ.**

હું હરરોજ ધીરજ તથા સંતોષનું નગારૂં વજાડું છું, યાને હું સબર રાખું છું, કે માહરા કર્મમાં જે લખેલું હશે તે ખોદાતાલા પોંહચાડશે, કાંય કે એ આસમાન તારી તથા બીજાઓની રોજીનેજ વાસ્તે દર દીવશ ફેરો મારીને ફરે છે, ત્યારે મને તેની ફીકર કરવાની શી ગરજ છે.

**૭૨ ન અઝ હર બાદ ચુ કાહી બે લરઝી**
**અગર કોહી શવી ગાહી ન લરઝી.**

પવનના ઝપાટાથી જેમ હરેક ઘાસના તનખાં હીલે છે તે મીસાલે તું હીલ્યા ના કર, પણ પાહાડની મીસાલે કઠણ થા. અગર ન કરે ખોદા ને કદી કાંઇ ગમ તથા દુઃખ આપણી ઉપર આવી પડે તો હરગેજ ઘભરાઇએ નહી તથા ડર ખાઇએ નહી, બલકે હશી ખુશીથી દીલને રમાડીએ.

**૭૩ બા દેલે ખુનીનો લબ ખંદાન બેઆયદ હમ્ચુ જામ,**
**ને ગરત જખ્મે રસદ આઇ ચું ચંગ અંદર ખરૂશ.**

એ ખોદાના બંદા, જેમ શરાબના પીયાલા ઉપર ઠલ ઠલ કરતું ખુશીનું ફીન ભરાઇ આવેચ, તે મીસાલે તુંને તારા દુઃખના લોહી ભરેલા

દીલ ઉપર દ્દરતા મોહ્ સાથે રહેવું જોઇએ, પણ કશો દુઃખનો ઘા તુને લાગે તો જેમ ઘાંટને વગાડયાથી ઘોંઘાટ ભરેલો સુરનો આવાજ નીકળે છે તેમ બુમો ના પાડ, અને પોતા ઉપરનું દુઃખ કોઇને ના જણાવ.

**૭૪ બે નાઝમ દીલે દરદ પુર દરદે ખુદરા,**
**કે હરગેઝ ન ગુયદ બ કસ દરદે ખુદરા.**

હું મારા પોતાના દુઃખમાં ભરેલા તથા દરદથી ભરેલા દીલ ઉપર લાડ કરૂં છું, કાંયકે તે દીલ કદી પણ મારૂં પોતાનું દુઃખ કોઇની આગળ કહેતું નથી.

**૭૫ ખુવદ બ હમરેહ શાદી ઓ ગમ ઝમાને બ હમ,**
**કુદામ ગુલ કે સરે જખમે નોક ખાર નદાશ્ત?**

દસ્તુર જમશીદ.

આ જમાનામાં ગમી તથા ખુશી એ બેહુ સાથેજ છે. કોઇવાર ઇન્સાન દુઃખમાં પડે છે, અને કોઇ વેળા સુખમાં પડે છે, કયુ ગોલાબનું ફુલ કાંટાની નોકના જખમનો એરાદો નથી રાખતું? ગોલાબના જેવું રંગીન તથા નાજુક ખુશ્બો ભરેલું ફુલ જે ઉપર સૌ કોઇનું દીલ લાગે છે, તે જેવું ફુલ કાંટાની અની ભોકાયાનું દુઃખ રાખે છે.

**૭૬ દેલ બ દસ્ત આર તા કસી બાશી.**

અગરજો તુ ઇન્સાનમાં ગણાવા માંગતો હોય તો સઘલા ઇનસાનોના દીલને ખુશી કરીને તારા હાથમાં લાવ, પછી તે ગમે તે હોય.

**૭૭ ઓમર બ ખુશનદીએ દેલહા ગોઝાર**
**તા ઝેતો ખુશનુદ શવદ કેરદેગાર.**

તું પોતાની ઉમર પોતાના તથા બીજા દુઃખના મારેલા લોકોના દીલને ખુશી કરવામાં ગુજાર, કે તેથી કરીને પરવરદેગાર બી તારાથી ખુશી થશે. યાને જેણે દુઃખી લોકોનું દુઃખ સાંભલીને તેઓને દીલાસો દઇને તેઓને ખુશી કીધા તે ગોયા તેણે પોતાના પરવેદેગારને ખુશી કીધો.

**૭૮ ખોદારા બર આન બંદેહ બખ્શાયશ અસ્ત**
**કે ખલ્ક અઝ વજુદસ દર આસાયશ અસ્ત.**

ખોદાની બક્ષેશ તથા મેહરબાની તે બંદા ઉપર છે કે જેનાથી જગતના લોકો આશાયશ તથા આનંદમાં છે.

**૭૯ અદબ તાજીસ્ત અઝ લોત્ફે એલાહી**
**બેનેહ બર સર બેરો હર જા કે ખાહી.**

અદબ જે છે તે હકતાલાની બક્ષેશનું તાજ છે; તે તું તારા માથાં ઉપર મુકીને તારે ગમે ત્યાં લઇ જા.

**૮૦ કુલંદરાને તરીકત બ નીમ જવ ન ખરંદ**
**કબાએ અતલસે આરાંન કે અઝ હોનર ખાલીસ્ત.**

કોઇ આદમી પૈસાવાલા કુટુંબનું દાનાઇ તથા હોનરથી ખાલી અને બેઅદબ હોય તો તેને દીનની રાહે ચાલનારા ફકીર લોકો અરધા જવની કીંમ્મતથીબી વેચાતું લેતા નથી.

**૮૧ બુઝોરગશ ન ખાનંદ એહલે ખેરદ.**
**કે નામે બુઝોરગાંન બ ઝેસ્તી બરદ.**

સાદી.

જે ધણી બુઝોરગ તથા દાનાવ લોકોના નામને નીચાઇથી તથા તુંદાઇથી લે તે ઘણી અક્કલમંદ હોય તોબી દાનાંવ લોકોની નજદીક દાનાવમાં નહીં લેખાય, અને બુઝોર્ગ કરીને નહીં કહેવાય.

**૮૨ વલી મરદ આન કસ અસ્ત અઝ રહે તેહકીક**
**કે ચુંન ખશ્મ આયદશ બાતેલ નગુયદ.**

સાદી.

પણ સચાઇની રાહથી જવાં મરદ તે શખ્સ છે કે જે ગુસો આવે તે વેળા પોતાનું મોહડું સંભાળીને વાંકો સુખન નહીં બોલે.

**૮૩ ખાહી કે અઝ બલાએ ખલાએક રહી બજા**
**લબરા ઝ ગુફતે બાહુદેહરા સખ્ત ગસ્તનીસ્ત.**

દસ્તુર જમશીદ.

તું જો ખલકના લોકોની બલાથી છુટવા ચાહતો હોય તો તારા બંધે હોઠોને નાલાયક તથા આડું અટારૂં બોલ્યાથી મજબુત બાંધી લે.

૮૪ હરકે તઆમ્મુલ ન કુનદ દર જવાબ
બેશતર આયદશ સોખનશ ના સવાબ.

સાદી.

જે કોઇ જવાબ આપતી વેળાએ વીચાર તથા અંદેશો નહીં કરે તેના મોહડાંમાંથી નાપસંદ તથા અનઘટતી વાતો નીકળી આવે, તો તે તેથી પોતાનેજ બંધનમાં લાવે છે.

૮૫ મલાયમ તર સોખન ગોફતન સઝાવારે હોનર બાશદ
કે દર બજમે ખેરદમંદાન ખામોશીઅત વકર બાશદ.

ધીરજ રાખીને નરમી ભરેલી વાતો કરવી તે હોનરમંદ દાના સાહેબોને ઘટારત છે, અને અક્કલમંદ લોકોની મીજલશમાં મુગા મુગા બેઠાથી ભાર બોજ તથા મરતબો વધે છે.

૮૬ દુ ચીઝ તીરેહ અકલ અસ્ત દમ ફુરૂ બસ્તન
બ વકતે ગુફતન વ બ વકતે ખામોશી.

બે ચીજ અંધારી અકલની યાને મુરખાઇની નીશાની છે. એક તો એ કે જે વખત બોલવાનો આવે તે વખત દમ નીચો બાંધીને ચુપ રહે, અને બીજો તો એકે ચુપકીદો બેસવાને સમે બકબક કરે.

૮૭ ગરઝ અઝ ખલ્કે આદમી ખુલ્ક અસ્ત
અએ ખુશ આન ખલ્ક કાદમી ખુલ્ક અસ્ત
ખુલ્કે ખુશ ખલ્કરા શેકાર કુનદ
સેફતે બેહ અઝ ઇન ચે કાર કુનદ
ખુલ્કે ખુશ હર કે રા કે શુદ હાસેલ
શક ન યાવર દરીન કે શુદ વાસેલ.

દુન્યાંમાં આદમીઓને પેદા થવાનું કારણ તથા ગરજ એજ છે કે આદમીઓ સારી ખસલત રાખે, અને સારી પેદાયશ તો તેજ છે કે આદમીઓ સારા સલુકના હોય, કારણ સારી ખસલત છે તે

જગતના લોકોને પોતાનો શેકાર કરે છે, વાસ્તે જો કદાપી સારી ખસલત વગર માણસોમાં ઘણીએક તારીફ હોય તો તે શું કામ આવે? અને જેને સારી ખસલત હાંસેલ થઇ તો તે ધણી ખોદાતાલા સાથે જઇ મળ્યો એમાં તું કશો શક ના લાવ.

૮૮ દીવે ખુશ ખલ્ક બેહ અઝ હુરે ગેરેહ પીશાની.

એ પરી પોતાની પેશાનીને ગાંઠ વારી, પોતાની ખુબસુરતી ઉપર મગરૂર રહીને ભુંડી ચાલ ચાલતી હોય, તેના કરતાં પાધરી ચાલનો એક દેવ હોય તે ભલો.

૮૯ તવાઝો કુનદ હુશમંદે ગુઝીન
નેહદ શાખે પુર મીવેહ સર બર ઝમીન.

જે ઝાડની દાંખલી મેવાથી ભરેલી હોય છે તેનો છેડો ઝોંક ખાઇને જમીન ઉપર જુલે છે. તે મીસાલે જે કોઇ હોશ ભરેલા દાનાવ લોકો હોય છે તેઓજ નમ્રતાઇ અખત્યાર કરે છે.

૯૦ ખંદેહ કે બીવકત કુશાયદ ગેરેહ
ગીરીએ અઝાંન ખંદેહ બીવકત બેહ.

કવખતે હસવું, કે જેથી આદમીઓને ચીડ આવે, અને દાના લોકો પસંદ નહીં કરે, તે હસ્યા કરતાં રડવું બેહતર છે.

૯૧ અઝ અદબ દુર અસ્ત રફતન બીતલબ દર કુયે દોસ્ત
વરને પાએ શોકરામાને દરો દીવાર નીસ્ત.

આ વાત અદબથી દુર છે કે બોલાવ્યા વગર દોસ્તને ઘર યા કોઇનેગી ઘર જવું. નહી તો જો પોતાનો શોખ થાય ને જાવો તો દરવાજો તથા દીવાળ કાંઇ મને કરતી નથી.

૯૨ હરકે કાને શુદ બ ખુસ્કો તર રાહે બેહરોબર અસ્ત

જે કોઇ લુખુ તથા સુકકું અને તાજું અને વાસી, જે કાંઇ વખત સર મળી આવે તે ઉપર સંતોષ રાખનાર હોય, તે ધણી દરીયા તથા ખુરકીનો પાદશાહ છે.

**૯૩ તા સેદફ કાને ન શુદ પુર દુરર ન શુદ.**

જયાં સુધી મોતીની શીપને સબર નહીં થાય ત્યાં સુધી તે શીપ મોતીથી ભરેલી નહીં થાય.

**૯૪ કનાઅત તવંગર કુનદ મર્દરા.**

સંતોષ મરદને પૈસાદાર કરે છે, પણ લોભીઓને એની કશી કદર નથી.

**૯૫ બુઝોર્ગી બાયદત બખશંદગી કુન**
**કે તા દાને ન અફશાની ન રૂયદ.**

જો તુને બુઝોર્ગી તથા મોટાઇ જોઇતી હોય તો બક્ષેશ તથા ખેરાત કર, કાંયકે જયાં સુધી તું ખેતરમાં દાના છાંટશે નહીં ત્યાં સુધી કાંઇપણ ઉગવાનું નથી.

**૯૬ ફરેદુને ફરરોખ ફરેશ્તે ન બુદ**
**ઝ મુશ્કો ઝ અંબર શરેશ્તે ન બુદ**
**બ દાદો દેહશ યાફત આન નેકુઇ**
**તો દાદો દેહશ કુન ફરેદુન તોઇ.**

ફેરદુસી.

ફરેદુનના નામની જે બઅજા વખાંણ થાય છે તે ફરેદુન કાંઇ ફરેશ્તો નહીં હતો, યા કસ્તુરી તથા અંબર વડે ઘડેલો પણ નહીં હતો, પણ તે સખાવત તથા અદલ ઇન્સાફ તથા બક્ષેશ કીધાથી આવી નેકનામી પામ્યો. માટે તું બી સખી તથા અદલ તથા દાદ દેનાર થા કે તું પોતેજ ફરેદુન છે.

**૯૭ આંન ચી શવદ આખેર કે મુકરર શુદેહ બાશદ**
**હર ચીઝ કે બાશદ બ કજાઓ કદર અંદર.**

જે ચીજ કજા તથા કર્મના લેખની અંદર લખેલી છે તેજ અંતે નીપજે છે, અને હરેક ચીજ જે બનવાની હોય છે તે કજા તથા તકદીરમાં લખેલી હોય છે, એટલે કે આપણને જે કાંઇ સુખ દુઃખ પોહચે છે તે આગળથી મુકરર થઇ ચુકેલુંજ હોય છે, તેથી કરીને જો કદાચ આપણને દુઃખ પોહચે તો કોઇની ઉપર બટો નહી મુકયે કે ફલાનાએ મને ઇજા પોહચાડી.

૯૮ ને ગમ અઝ બીગાને ને શાદી ઝ ખીશ આયદ મરા,
આંન્ચે દર પીશાનીએ મન બુદ પીશ આયદ મરા.

મારી ઉપર જે કાંઇ દુઃખ પડે છે, તે કાંઇ મને પરાયા લોકોથી નથી પોંહચતું, અને કાંઇ સુખ તથા આસાનીમાં કદાચ હું પોતાને જોવું તો તે મારા સગાંવાહલાંઓના વગવસીલાને લીધે છે એમ પણ નથી, બલકે જે કાંઇ મારા કર્મમાં લખેલું છે તેજ મારી સાથે આવે છે.

૯૯ યક ચશ્મ ઝદન ગાફેલ અઝ આન માહ ન બાશી
શાયદ કે નેગાહ કુનદ આગાહ ન બાશી.

આપણે આંખ વીચીએ તેટલો વારબી તે માશુક જે ખોદા છે તેને યાદ કરયા વગર નહી રહેવું, કારણ કે જો તું સદા તેને યાદ કરતો હોય અને વીસરાંતે કદાપી આંખ વીચીએ તેટલો વારબી તું તેને ભુલે, અને તે વખતમાં અંચીતી નેગાહ પરવરદેગાર તારા પર કરે અને તું ગાફેલ હોય, તે મોટો અફસોસ છે.

૧૦૦ દમરા બ યાદ દારો ગનીમત શુમાર ઓમર
કાનહા કે રફતે અંદ ખરાબી હમી દર અંદ.

હે યારો ! રાત અને દહાડો તમારો હરેક દમ જે જાય છે અને આવે છે તેનેબી ખોદાની યાદમાં રાખો, અને તેટલા વખતમાં જે તમારી ઉમર ઓછી થતી જાય તેને ગનીમત સમજો, કારણ કે જે જે તમારા દમો તેની યાદ કરયા વગર ગયા છે તે તમામ વખતો ખરાબીના ગયલા છે.

૧૦૧ યાદે દેળ ગર ન બુવદ ઝકો ઝબાની સેહલ અસ્ત.

અગરજો દીલથી ખોદાની યાદ નહી થાય તો જુબાનની વાતોથી તેની યાદ કરવી તો ઘણીજ સહેલ છે.

૧૦૨ (ઉરદુ)કરે કોનસે હોસન કુ એન્તેખાબ
વોહી યક નુકતે કે જીસ્મે કેતાબ
નઝર જીસ તરફ જાય નઝદીકો દુર
ઉસી એક મેહકા હુએ હરજા ઝહુર.
નાકળ અપણે દેહદતસે કસરતમે આ
વોહી નૂર હુઅ જલવે ગર જા બજા

**હકીકતમે લેકીન બસારતભી હો**
**કે દેખે ન ઉસ્કે સેવા ગૈરકો.**

તે હકતાલાની ખુબીનો જ્યારે કાંઇ પાર તથા દાગ નથી ત્યારે બંદો તે કેઇ કેઇ તેની ખુબીને ચુંટી કહાડે? પણ તે સઘળી ખુબીઓને સમજવું તો એક બોલથી છે કે એકેકા બોલને બંદ બેસાડીને લખતાં લખતાંજ આખી કેતાબ થાય છે. અને જો તે કેતાબનો મુળ પાયો શોધશો તો એક બોલથી છે. શું નજદીક કે શું દૂર જ્યાં સુધી નજર પોંહચે છે, ત્યાં તે એકજ માહતાબ યાને ખોદાનો હરેક જગાએ ઝલકાટ છે. અને તે હકતાલા પોતે એખલો હતો તે પોતાના એખલાપણાંમાંથી નીકળીને ઘણામાં આવ્યો, યાને પોતાના નુરમાંથી તમામ પેદાએશ પેદા કીધી, તેજ નુરી પેદાએશની રોશની જગો જગોએ છે, અને જે લોકો તે સાહેબને પાછાનવાનો રસ્તો જાણે છે તે લોકો ખોદાતાલા સીવાય બીજું કશું જોયબી નહી, અને સમજેબી નહી.

**૧૦૩ જવાનાંન રહે તાઅત ઇમ્રૂઝ ગીર**
**કે ફરદા ન આયદ જવાની ઝ પીર.**

હે જુવાનો! તમો આજને આજેજ બંદગી કરવાનો રસ્તો પકડો, કાલે કરીશું એવા ભરૂસા ઉપર ના રેહવો, કાંય કે કાલ કરતાં બુઢાપો આવશે, ત્યારે તે બુઢાપામાં જુવાની પાછી આવનાર નથી.

**૧૦૪ અએ કે પંજાહ રફ્ત દર ખાબી**
**મગર ઇન પંજ રૂઝ દર યાબી.**

સાદી.

અએ સાદી! તારી ઉમરના પચાસ વરસ ખાબ તથા ગફલતમાં જતાં રહ્યાં, માટે હવે આ પાંચ દહાડા જે બાકી રહયા છે તેથી ચેતી જઇને શેતાબ બંદગીનું કામ કરી લે.

**૧૦૫ મોરાદે અહલે તરીકત લેબાસે ઝાહેર નીસ્ત**
**કમર બ ખેદમતે સુલ્તાન બે બંદો સુફી બાશ.**

દેખાઈતાં ફકીરીનાં કપડાં પહેરયાથી દીનના હોકમ મુજબ ચાલનાર 'પરહેઝગાર' કરીને કોઇ કહેવાતો નથી, માટે તું પાદશાહ (યા હરેક કોઇની)

ચાકરી કરવામાં કમર બાંધ, પણ તે સાથે દીલમાં ખોદાનેબી યાદ કરતો રહે કે તેથી તું સુફી થશે.

ખુલાસો—તે આ રીતે યાદ કરવું કે જેમ એક ઓરત પોતાનાં બચ્ચાંને જોહડીમાં પોહડારીને હરેક કેથે કામને માટે જાય છે, પણ તેનો જીવ પોતાનાં છોકરાં ઉપર લાગી રહે છે, તેમ તમો જાહેરમાં તમારા ચાકરી ધંધામાં હાજર રહેવો, અને બાતેનમાં ખોદાની તરફ ખ્યાલ રાખો.

**૧૦૬ ચુ હર સાઅત અઝ તો બજાઇ રવદ દેલ**
**બ તનહાઈ અંદર સફાઇ ન બીની**
**વરત માલો જાહસ્તો ઝર એ તોજારત**
**ચું દેલ બા ખોદા ઇસ્ત, ખેલવત નશીની**

જો કદાચ તું એખલો એબાદતખાનામાં બેઠો હોય, અને તે વેળા તારૂં દીલ તથા ધ્યાન ઠેકાણે નહીં હોય, ત્યારે તેવી બંદગી કીધાથી તુ કાંઇબી સફાઇ જોવાનો નથી. તે કરતાં જો તું હરેક ખેતીવાડીના, તથા ધંધા વેપારના, તથા બીજાં હરેક કામમાં ગુંતાયલો હોય, અને તે વેળા દીલ ખોદા સાથે મેળવી તેને યાદ કરતો હોય તો ગોયા તું એબાદતખાનામાં બેઠેલો છે.

**૧૦૭ દાયમ હમે જા બા હમે કસ દર હમે કાર**
**મ દાર નેહોફ્તે ચશ્મે દેલ જાંને બ યાર.**

તમો તમામ જગોએ, હરેક કોઈ સાથે સઘળાં કામોમાં મશ્ગુલ રહો પણ પોતાનાં દીલની આંખ યાને ધ્યાન ખોદાતાલાની તરફ રાખતા રહો

**૧૦૮ અઝ દરૂન શવ આસ્તાઈ વઝ બીરૂન બીગાને વશ**
**ઇંચીની ઝીબા રવેશ કમ મી નમાયદ દર જેહાંન.**

હે બંદા! તું તારા દીલની અંદર ખોદાનો દોસ્ત થઇને રહે, અને બાહારથી બીગાના જેવો જાણ; કારણકે એ કરતાં બીજી સારી ચાલ તથા રીત દુન્યામાં ઘણીજ થોડી દેખાય છે.

ખુલાસો—તું દીલમાં છુપો ખોદાતાલાને યાદ કર, સબબ કે જે શખ્શો મોટે સાદે "અએ ખોદા, અરે પરવરદેગાર," એવી રીતે બોલે છે તે ખોદાને યાદ કરતા નથી, મગર તેઓની ઉપર પડેલું કશું દુઃખ

યાદ આવે તેથી હાય મારીને મતલબને ખાતર ખોદાને યાદ કરેચ. એવા લોકો કોઇ વેલા રંગ રાગોમાં યા ખુશ બાગમાં હોય છે ત્યાં તો હકતાલાને ઓલખતા પણ નથી. માટે આદમીઓને ઘટે છે કે જેમ વીપત તથા દુઃખની વેળાએ તે ખાલેકને યાદ કરે, તેમજ ખુશાલી તથા સુખને વખતેબી તેનુ ધ્યાન રાખી દીલમાં યાદ કરતા રહેવું.

**૧૦૯ લેબાસે તરીકત બ તકવા બુવદ**
**ન દર સુબેદ ઓ દેલ્કે ખીઝરા બુવદ**

દીનના કામ ઉપર ચાલવાનો પોશાક પાકીઝગી તથા પરહેજગારી છે, બાકી લાંબો સાલ્લો, અથવા ઠીંગડાં મેળેલી ફકીરીની ગોદરી જે પરહેઝગારીનો દાવો કરનારાઓ પેહરે છે, તે કાંઇ પરહેઝગારીનો પોશાક નથી.

**૧૧૦ ચેરા નાલદ કસી અઝ તંગ દસ્તી**
**કે ગંજે બીકયાસ અસ્ત તન્દરોસ્તી**

અરે ભાઇ! તું ગરીબાઇની મુશ્કેલીથી શા વાસ્તે પોકાર કરેછે? જો તારી પાસે બેશુમાર દોલત હોય, અને તું દેહનો દુઃખી હોય તો તે દોલતને શું કરશે? માટે એમ સમજ કે તુંને તન્દરોસ્તી છે તો ગોયા અતીગણો ખજાનો છે.

**૧૧૧ કારે દરવીશે મુબ્તમંદ બર આર**
**કે તોરા નીઝ કારહા બાશદ.**

સાદી.

એ બંદા! તું આજેજ તથા દરવીશોનું કામ તથા તેઓની મુરાદ બર લાવ, કારણકે તુંનેબી આગળ જતાં ઘણાંએક કામો, લેવાં છે.

**૧૧૨ ગમે ઝીરદસ્તાંન બેખોર ઝેન્હાર**
**બેતરસ અઝ ઝબર દસ્તીએ રૂઝગાર.**

સાદી.

લાચાર તથા દુઃખી લોકોનો અલબતે તું ગમ જોતો રહે, અને જે કોઇ પોતાના ચાલતા ચલણમાં નેકી તથા ખુબી નહીં કરે તે પછવાડે પોતાના નબલા દાહાડાપર ઘણી શખ્તી દેખે.

૧૧૩ ખાકસારાને જેહાંનરા બ હેકારત મ નેગર
તો ચે દાની કે દરીન ગરદસવાસી બાશદ.

એ બંદા ! જે કોઇ દુન્યામાં દુઃખના મારેલા તથા પોતાની ઉમેદથી નીરાશ થઇને હારેલા લોકો છે, તેઓ ઉપર તું ધીકારથી જોઇને તેઓને હીન માં, કારણ કે તું સમજ કે આ ભોંય ઉપરથી જે ધુળ ઉડે છે તેમાંથી એક સવાર છે.

૧૧૪ સેતમ કશ ગર આહી બર આરદ ઝ દેલ
ઝનદ સુઝ ઉ શોલે દર આબો ગેલ.

સાદી.

દુઃખનો ખેચનાર તથા જુલમનો ખમનાર અગર પોતાના દીલથી એક હાય મારે તો તે હાયનો ભભુકો પાણીમાં તથા મટોડીમાં પણ આગ લગાડે.

૧૧૫ આતશે સુઝાંન ન કુનદ બા સેપંદ
આંનચે કુનદ દુદે દેલે દરદમંદ.

સાદી.

બલતો તથા ધકધકતો આતશ :જેટલો જલદીથી ગુગળને બાળી નથી શકતો તેટલો જલદીથી પેલા દુઃખી થયલા લોકો જે દુઃખ ખેંચ્યાથી હાય મારે છે તે હાયનો ખાલી ધુમાડો તે હરેક દુખના દેનારાઓને બાલીને ભસ્મ કરે છે.

૧૧૬ અગરબા મરદુમે દાનાં નશીની
બ માઅની અઝ હમે બાલા નશીની
અગર નાદાન બુવદ હમ સોહબતે તો
હમાન બેહતર કે ખુદ તનહા નશીની.

જો તું દાના આદમીઓની સાથે બેશશે તો બાતેનમાં તારો મરતબો ખોદાતાલાની નજદીક સરવે આમના લોકોથી ઉંચો થશે, પણ અગરજો તુંને દાનાંની સોહબત નહીં મળે, અને તારો સોબતી જાહેલ તથા નાદાન હોય તો તું પોતે એકલોજ બેશી રેહતો ઠીક છે.

૧૧૭ બ અમ્બર ફરૂશાંન અગર બોગુઝરી
શવદ સર બસર જામેઅત અમ્બરી
વગર તો રવી નઝદે અંગેશ્તગર
અઝઉ જુજ શીઆહી ન યાબી દીગર.
ફેરદુસી.

જો કદાપી તું અંબર તથા અત્તરના વેચનારાઓની દુકાન ઉપર જાય તો ત્યાંથી તારાં સઘળાં કપડાં ખુશ્બો ભરેલાં થાય, અને જો કદાચ તું કોળસો વેચનારની નજદીક જાય તો ત્યાંથી કોળસાના શીહા ધુંઆ વગર બીજું કશું નહી પામશે.

૧૧૮ કમાલે હમ નશીની દરમન અસર કરદ
વગરને મન હમાંન ખાંકમ કે હસતમ.
સાદી.

એક દહાડે સાદીએ હમાંમખાનામાં ખુશ્બો ભરેલી મટોડી જોઈ તેને પુછ્યું કે, તું કસ્તુરી છે યા અબીર છે? ત્યારે તે મટોડીએ જવાબ વાળ્યો કે, ફુળોની સાથે બેસ્યાથી તો મેં તેઓની ખુશ્બો મારામાં મેળવી દીધી છે, બાકી નહીં તો હું જે મટોડી છઉં તેની તેજ છઉ.

૧૧૯ ના સઝાઇ રા ચું બીની બખ્ત્યાર
આકેલાંન તસલીમ કરદંદ અખ્ત્યાર.
સાદી.

જ્યારે દાનાવ લોકોએ નાલાયકોને નસીબવાળા જોયા, ત્યારે તેઓએ સબુરી એખત્યાર કીધી.

૧૨૦ કે સેફલે ખોદાવંદ હસ્તી મબાદ
જવાં મરદ રા તંગદસ્તી મબાદ.
ફેરદુસી.

જે પાદશાહો હલકા તથા નીચ હોય તેઓના મુલકમાં આબાદી ના હોતી, અથવા હલકા તથા નીચ લોકોને દોલત ના મળતી; અને જેઓ બક્ષેશ તથા સખાવત કરનારા જવાં મરદ હોય તેઓનો હાથ ભીડમા ના હોતો.

૧૨૧ દુસ્ત નઝદીકતર અઝમન મનઅસ્ત
વાં અજબતર કે મન અઝદે દુરમ

સાદી.

મારો દોસ્ત જે ખોદાતાલા તે મારી નજદીકમાં છે, બલ્કે મારા જીવ કરતાંબી આગળ છે; પણ મને ઘણું અજબ તથા મુસ્કેલ લાગે છે કે હું તેથી દુર છું, યાને તેથી ગાફેલ તથા બેખબર છું.

૧૨૨ માંદેઅમ અઝ યાર ફરો ઝીંન્દેહ અમ
ઝાંન ગુનેહ તા ઝીંન્દેહઅમ શરમીંન્દે અમ

હું મારા જાની યારથી જુદો રહીને જીવું છું તે જુદા રહ્યાના ગુનાહ તથા તકસીરથી જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી શરમીંદો છું,

૧૨૩ તો ગરદન ઝ ફરમાને દાવર મ પીચ
કે ગરદન ન પીચદ ઝ હોકમે તો હીચ

તુ પોતાનો ખાવંદ જે ખોદાતાલા તેના હોકમથી તારી ગરદન ના ફેરવ, કે તેથી કરી કોઇબી તારા હોકમ થી પોતાની ગરદન નહીં ફેરવશે

૧૨૪ બર એહવાલે આન મરદ બાયદ ગીરીસ્ત,
કે દખ્લશ બુવદ નોઝદેહ, ખરચ બીસ્ત.

તે શખ્સના હાલ ઉપર અફસોસ કરવો જોઇએ કે જે ઓગણીસ કમાતો હોય અને વીસ ખરચ કરે.

૧૨૫ હરાન કેહતર કે બા મેહતર સતીઝદ
ચુનાન ઓફતદ કે હરગેઝ બર નખીઝદ.

જે કોઇ નાંધલો થઇને મોટા લોકો, જેવા કે પોતાના માબાપ, અથવા ઉસ્તાદ, અથવા સરદાર, અને એવાજ બીજાઓ સાથે, વહડે લડે, અને સર ઉઠાવી તેઓની બરોબરી કરે, તે એવો તો પાછડાય કે ફરીથી પાછો ઉઠી નહીં શકે.

૧૨૬ ગરત ઝ દસ્ત બર આયદ ચુ નખલ બાશ કરીમ
વરત ઝ દસ્ત નયાયદ ચુ સરવ બાશ આઝાદ.

અગરજો તારે હાથથી બની આવતું હોય, અને તુંને કુદરત હોય, તો જેમ ખજુરનું ઝાડ પોતાની મોસમ ઉપર બેસુમાર ફળ આપે છે, તે પ્રમાણે તું બક્ષેશ કર, અને જો કદાપી તારેથી સખાવત કરવાને બની નહી આવે તો જેમ સરવનુ ઝાડ વગર ફળ આપવે હમેશાં તાજું તથા લીલુ રહે છે તે મીસાલ તુંબી આઝાદ તથા બેપરવા રહે.

૧૨૭ ગોલામે હીમ્મતે આનમ કે ઝીરે ચરખે કબુદ,
ઝ હરચે રંગ તઆલલોક પીઝીર આઝાદ અસ્ત.

આ જાંબુરા રંગના ફરતા આસમાનની નીચે હું તે શખ્સની હીંમ્મતનો ગોલામ છું કે જે શખ્સ આ દુન્યાની સારી તથા પ્યારી ચીજો કે જે ઉપર હરેક આદમીનું દીલ દોડે છે તેવી પોતાને ભાવતી તથા દેલને પસંદ આવતી ચીજને ખરાબ થયાથી કશો ગમ તથા દુઃખ પોતાના મનમાં લાવતો નથી.

૧૨૮ (ઉરદુ) ન ગમગીન કરદે દુન્યાસે, ન ખુશ હો ઉસકી રાહતસે
બાહરે ગુલશને દોરાંન કભી કુચ હુએ, કભી કુચ હુએ.

આ દુન્યાના દુઃખ દરદથી દલગીર નહીં રહેવું, અને એમાં કશી ખુશી તથા આશાયશ મલે તો, તેથી ખુશીબી નહીં થવું; કારણ કે આ જમાનાના બાગનો બાહર કોઈ વાર કાંઇ છે અને કોઇ વાર કાંઇજ છે.

૧૨૯ શાદ બર આનમ કે દરીન દીરે તંગ
શાદીઓ ગમ હરદુ ન દારદ દેરંગ

હું તે શખ્સની ઉપર ખુશાલ છું કે જે કોઇ આ તંગી ભરેલી દુન્યામાં ખુશી તથા ગમી એ બંનેને પોતાના દીલમાં ઘણો વાર સુધી નહીં રાખે.

૧૩૦ બ હીંગામે સખ્તિ મશો નાઉમદ
ઝ અબ્રે સીહે આબ બારદ સફીદ.

એ બંદા! તું સખ્તી તથા વીપત્તીના વખતમાં નાઉમેદ ના થા, કાંય કે જ્યારે વરસાદ વરસવાનો થાય છે, ત્યારે વાદળાં ઘેરાઇને કાળાં થઇ જાય છે, પછી તે કાળાં વાદળાંમાંથી સફેદ પાણી વરસે છે.

૧૩૧ અએ દહેલે બીહુશ કબુલે હરકાર મકુન.
કારી કે ન કારી તોસ્ત ઝેન્હાર મકુન.

એ વગર હોશના દીલ, તુ હરેક કામ કરવાને કબુલ ના થા, અને જે કામ તારાથી બની નહી શકે તેવું કામ ના કર, પણ જે થઇ શકે તેવુ કામ કર.

૧૩૨ હર કે શાહ આંન કુનદ કે ઉ ગુયદ.
હરફ બાશદ કે જુઝ નીકુન ગુયદ.

હરેક કોઇ પાદશાહ જે પ્રમાણે તેની સાથના બેસનારાઓ અથવા તેના વજીરો સમજાવે છે તે મુજબ કામ કરે છે, વાસ્તે તે સમજાવનારાઓને ઘટે છે કે તેઓને સારી સલાહ કરવાનો માર્ગ દેખાડે.

૧૩૩ મીરાસે પેદર ખાહી એલમે પેદર આમુઝ
કીન માલે પેદર ખર્ચે તવાંન કદે બદેહ રૂઝ

એ ભાઇ! જો તું પોતાના બાપનો વારસો તથા તેની મેળવેલી ધન દોલત લેવા ચાહતો હોય તો તારા બાપના જે કાંઇ સારા હુનરો તથા નેક એલમ હોય તે શીખી લે, કારણકે બાપનો માલ તથા પૈસા તું દસ દહાડામાં ખરચ કરી નાખશે, પણ એલમ હુનર હશે તો જાવેદાન સુધી રહેશે.

૧૩૪ હરકે પૈમાન શેકનદ, કૌવતે ઇમાનશ નીસ્ત.

જે કોઇએ વચન તથા કોલ તોડયો તે શખ્સમાં ઇમાનને કૌવત નથી.

૧૩૫ ખુસરવા દર એશ્ક બાઝી કમ, ઝ હીંદુ ઝન, મ બાશ,
કઝ બરાએ મુરદેહ સુઝદ ઝીંન્દેહ મને ખીશરા.

જેમ હીંદુસ્તાનની હીન્દવાણીઓ પોતાના મરદની લોથ ઉપર સતી થઇને અગ્નીમાં બળી મરે છે તેમ ખુદાની મોહબતમાં તારો જીવ આપ— દુન્યાંની લાલચોપર ના તાપ.

૧૩૬ બી મોહબત હરકે મીરદ માતેમશ ન તવાંન ગેરફ્ત,
ખાતર આઝારી ન બાશદ શીશેએ બીમુળ શેકસ્ત.

જે કોઇ હકતાલાની મોહબત રાખ્યા વગરનું આદમી મરે તે ઉપર રડવું, પીટવું, તથા શોક, તથા માતમ ધરવી નહી જોઇએ, જેમકે વગર

સરાબના સીસા ભાગી ગયાથી કોઇ રંજીદા થઇને પોતાના દીલમાં દુઃખી થતું નથી.

**૧૩૭ હરાંન કસકે શેહ નામે ખાની કુનદ**
**અગર ઝન બુવદ પેહલવાની કુનદ**
**હરાંન કસકે ઇન નામેરા ગુશ કરદ**
**ઝ જામે હોનર શરબતે નોશ કરદ**
**અમર મરદે દાના હમી બેશનવદ**
**વરાંન દાનેશો રાઇ અફઝુન શવદ.**

ફેરદુસી.

જે કોઈ શખ્સ શાહનામું વાંચ્યા કરે તે જો ઓરત હોય તોબી પેહલવાનગીરીનુ કામ કરે; અને જે કોઇ એ નામું સાંભળવા ઉપર કાન ધરે તે ગોયા તેણે હુનરના પ્યાલાંએ કરીને શરબત પીધું, યાને તે હુનર ભરેલો થાય, અને અગરજો કોઇ દાનાવ થઇને એ નામું સાંભળે યા વાંચે તો તેની દાનાઇ તથા અકલમાં ઉમરો થાય.

**૧૩૮ હમનશી બેહ અઝ કેતાબ મખાહ**
**કે ચું સાહેબ બુવદ ગાહો બે ગાહ.**

તારી સાથનો બેસનાર સારી કેતાબ સિવાય કોઇ બીજો બેહતર ના ચાહ; કાંય કે કેતાબ જે છે તે ઘડીઘડીએ જ્યારે કહેશે ત્યારે તારો સાથી થશે.

**૧૩૯ જે જાહેલ ગુરીઝનદેહ ચુ તીર ખાશ**
**ન આમીખતે ચુ શેકરો શીર બાશ.**

શેખ સાદી.

જે પ્રમાણે કમાનમાંથી સરર દેતો સેતાબ તીર નીકળી જાય છે તે પ્રમાણે તું જાહેલ લોકોથી નાસતો રેહ; પણ જેમ દુધ સાથે સાકર પીગળી તથા મળી જાય છે તે મીસાલે મળતો ના રેહે.

**૧૪૦ ગરચે કસ બે અજલ નશાએદ મોરદ**
**તો મરવ દર દેહાને અજદહા.**

પણ કદાચને કોઇ મોત વગર મરતો નથી, તોપણ તું જાણી જોઇને અજદાહના મોહડામાં ના જા.

**૧૪૧ રહે રાસ્ત બેરો અગરચે દુર અસ્ત**
**ઝને બીવેહ મકુન અગરચે હુર અસ્ત.**

અગરજો આગળ પડે તેવો આડો રસ્તો હોય તોબી દુરનો રસ્તો જે સીધો હોય તે રસ્તે જા; અને રાંડીરાંડ જો કદાચ પરીની મીસાલની ખુબસુરત હોય તોપણ તે સાથે ઘઘરણું મા કર.

**૧૪૨ કદ ખોદાઇ કે માઇએ હુવસ અસ્ત**
**રેહ રેહાકુન કે તોરા ખોદાઇ બસ અસ્ત.**

પરણવું જે છે તે લોભીની પુંજી છે, વાસ્તે એ વાતની તરફથી તારૂં મોહડું મરડીને પાછું ફેરવ કે તુંને એક ખોદા છે તેજ બસ છે.

**૧૪૩ મુંજરરદ બાશો શાહી કુન તઆલલોક ફેતનહા દારદ**
**વજુદે ગમ બુવદ હર કસ કે ગરદદ કદ ખોદા ઇજા**
**બ ચશમે દેલ જેઇમા સોરમે કરદન રોશની દારદ**
**કે કોરે બેશતર સાજદ સવાદે તુતીઆ ઇજા**
**જેના ખુનહાએ દસતમ હલશુદ ઇમાએની પસ અજમુદદત**
**કેહરકો કજ નુમાએદ મીશવદ મુશકેલ કોશા ઇજા.**

દસ્તુર જમશીદ.

એ ખોદાસનાસ લોકો! તમો ઓરત કર્યા વગર એખલા રહો છે અને પાદશાહી કરો છો કાંય કે આપણુ પોતાનુ દીલ હરેક તરફ લઇ ગયાથી તે દીલ ફીતનો તથા ખરાબી કાયમ રાખે છે; અને જે કોઈ શાદી તથા કદખોદાઇ કરે છે તેનું તન ફીકરેમંદ તથા જીવ ગમગીન થાય છે. અગરચે દીલની આંખમાં ઇમાનનો સુરમો ઘાલ્યાથી રોશની થાય છે, જેમકે સુરમાંથી આંખનુ તેજ વધે છે, પણ સુરમાંની શીહાઇ જીયાદા આંજ્યાથી આંખને આંધળી કરે છે; અને એ વાતનો ગાંઠ મને કેટલીએક મુદત ગયા પછી યા મારી અકલના હાથોના નખોએ કરી ખોલ્યાથી છુટો થયો. જે કોઇ જાહેર માર્ગથી ઉલટો ચાલીને ફરજંદો, ઝન નહીં કરે તે ઘણી મુશકેલ વાતનો ખોલનાર તથા ખોદાનાં ભેદનો જાણ-નાર થાય.

૧૪૪ અસવરા બા ખર બે બંદી, મુદતે યક જા બાહુમ
રંગે ઓ બરજા બે માનંદ તબ્અએ ઓ ચુ ખર શવદ.

ઘણુાએક દહાડાઓ સુધી જો કદાપી ઘોડા તથા ગધેડા એ બંધોને સાથે એકજ જગ્યાએ તું બાંધે તો તેથી ઘોડાનો રંગ તો અસલ જેવો હશે તેવો રહેશે પણુ તેની ખસલત ગધેડાના જેવી થશે.

૧૪૫ તો દાની કસે રા કસે મી દેહદ
ખુદા મીદેહાનંદ ખુદા મીદેહદ.

એ બંદા, તું એમ જાણે છે કે કોઇને કોઇ શખ્સ આપે છે! એ તો ખોદાતાલાજ સર્વને આપે છે અને તેજ સાહેબ એક બીજાને હરેક કોઇ પાસે હરેક હીલા તથા બાહાનાથી અપાવે છે.

૧૪૬ એતેકાદે અવામરા બે ગુજાર
રોજ અંગાર ખાશ શરમ મદાર.

આલમના બેસમજ લોકોના એતેકાદને છોડી નાંખ; ને ખાસ કયામતના દહાડાને યાદ કર અને દુન્યાના લોકોથી શરમ ના રાખ.

૧૪૭ અહલે દુન્યા કાફેરાંને મુતલકંદ
રોજો શબ દર બકબકે દર ચક ચકંદ.

જેઓ દુનીયાંદારીમાં પુરાજ ગુતેલા છે તેઓ કાફર છે; કે રાતને દાહાડો બકબક તથા ટકટક કર્યામાં ચકચુર છે.

૧૪૮ ચીસતે દુન્યા અઝ ખોદા ગાફેલ બુદન
ને કુમાશો નુકર ઓ ફરજંદો ઝન

"દુન્યા" એ બોલની માયની શું છે કે "ખોદાતાલાથી ગાફેલ રહેવું," નહીં કે કપડાં પોશાક તથા સોનુ રૂપું તથા બચ્ચાં છોકરા તથા ચાકર નફર હોય ત્યારે દુન્યા કરીને કહેવાય.

૧૪૯ દુશમન ચે કુનદ ચું મેહેરબાન બાશદ દુસ્ત
અઝ ખલક મ અંદેશ ખોદા બા તો નેકુસ્ત.

સેખ સાદી.

જ્યારે તારી ઉપર તારા દોસ્તો મેહેરબાન હોય તો પછી તારા દુશ્મનો તારી સાથે કરી કરીને શું કરનાર છે; અને તારી સાથે ખોદાતાલા નેક છે તો જગતના બદ બોલ્યા તથા ઇનકાર કર્યા ઉપર તું કશો અંદેશો તથા વિચાર ના કર.

૧૫૦ કેરા યાર બાશદ ખોદાવંદે પાક
જેહાન ગર શવદ દુશમન ઓરા ચે બાક.
દસ્તુર જરથોશ્ત બેહેરામ.

જેનો પાક પરવરદેગાર પોતે મદદગાર તથા યારીનો કરનાર છે તેના એક બારગી તમામ જેહાનના લોકો દુશમન થાય તો તેથી તેને શું દેહેસત તથા ધાસતી છે ?

૧૫૧ ચું બખશાએશે પાક યઝદાં બુવદ
દમે આતશો આબ યકસાન બુવદ.
ફેરદોસી.

જ્યારે પાક યઝદાંની બક્ષેશ થાય ત્યારે આતશ તથા પાણી એ બંધેનો દમ સરખો થાય.

૧૫૨ ગરઝ ઝે દીનીઓ ઓકબા કબુલે ખાતેરે તોસ્ત
ઝે રોએ ગેર ચે બાકસત ગર પસંદે તોયમ.

એ હકતાલા જ્યારે હમુને દીન ધરમ પાળવાની તથા આકેબતમાં સારૂ ચાહવાની ગરજ માત્ર તારી ખાતરને કબુલ કરવા સારૂ છે, ત્યારે હમુને બીજાઓને મોહડેથી સારૂ નરસું સાંભળ્યાની શી ધાસ્તી છે ?

૧૫૩ કોશદ તકદીર જાને કમ નસીબાં
ગુનેહ બર મરગે તોહમત બર તબીબાં
તબીબાંરા મગર ઇનુકતે હલ હલ નીસ્સત
કે દર શીશે નોશ દારૂએ અજલ નીશત

જ્યારે માઠાં ભાએગવાળાને હોનારત જીવથી મારે છે ત્યારે તે માર્યાના ગુનાહનું તોહમત લોકો નાહેક વઇદો ઉપર મુકે છે; વઇદોનેબી પ્રથમ

દવા કરતી વેળાએ એ હોનારતના ભેદની ખબર રેહતી નથી તેથી સહમજવું કે નોશ દારૂનો શીશો સર્વ ચીજોને દરૂસ્ત કરી શકે છે મગર આવેલાં મોતને સારૂ કરી શકતો નથી.

**૧૫૪ એ બદર માંદગી પનાહે હમે**
**કરમે તોસત ઓજર ખાહે હમે.**

એ પરવરદેગાર! તમામ લોકોને આજેજીના તથા મોરાદ બક્ષવાના વખતમાં તારી મદદ તથા બક્ષેશ છે.

**૧૫૫ દેલ આરામે કેદારી દીલ દરો બંદ**
**દીગર ચશમ અઝ હમે આલમ ફરો બંદ.**

એ યાર! તું એક માશુક (જે હકતાલા) રાખે છે તેનીજ મોહબતની અંદર તારૂં દીલ બાંધ; અને તે સિવાય બીજી સઘળી આલમથી તારી આંખ નીચી કરીને ઢાંક.

**૧૫૬ યાર ગુફત અઝ ઘેરેમા પોશ આન નઝર ગુફતમ બચશમ**
**ઉ ગહે દરદીદેહ દરમા મનેગર ગુફતમ બ ચશમ.**

જ્યારે મને યારે કહ્યું કે તું મારા વગર બીજા લોકોની તરફ જોયાથી તારી નજર ઢાંક ત્યારે મેં કહ્યું કે મારી આંખોને જોરે ઢાંકું; વળી કહ્યું કે આય વખત મારા દીદારની તરફ તું જો ત્યારેબી મેં કહ્યું કે આંખોની જોતે કરીને જોવું.

**૧૫૭ દસતે તોહી ગર દરે શેખ રવી**
**દુર બે માંનીઓ નયાબી જવાબ.**

દીન ધર્મના સમજાવનારા (તથા દુન્યાદારીનો કારોબાર ચલાવનારાઓ)ને ત્યાં અગરજો ખાલી હાથે જશો તો પોતાના કામની મોરાદ હાસેલ કર્યાથી દુર રહેશો.

**૧૫૮ દરખત અફકંન બુવદ કમ જીનદગાંની**
**બ દરવેસી કુનદ નખચીરે બાંની**

ઝાડોને કાપી નાખનારા કઠીઆરાઓની ઉમર ટુકી થાય છે અને શેકાર કરવો શેકારી લોકને ફકીર કરી નાખે છે.

૧૫૯ **દેલા મબ્આરા ચુનાકુનકે ગર લગજદ પાએ**
**ફરેસતે અનબદા દસ્તે દોઆ નેગેહ દારદ.**

એ સસારી ! તું ધંધો કરે તે લોકો સાથે ખુબી કરીને એવો કર કે અગર વખતે ધંધાની ગડબડમાં તારો પગ સરી જાય તો તેજ વેળા તુંને ફરેસતાઓ પોતાના બંન્ને હાથે કરીને "આએશ" એ પ્રમાણે દુવાના સખુન બોલીને ઉઠાવી લઇને સંભાળી રાખે.

૧૬૦ **ચુના બા નેકો બદ ઓરફી બસર કુન કજ પએ મોરદન**
**મુસલમાંનત બ જાંમ જંમશાએદા હીન્દુ બે શું જાનદ**

એ ઉરફી ! તું ભુંડા તથા ભલા લોકો સાથે એવી તો નેકી કરીને તારી ઉમર પુરી કર કે તારા મુવા પછી તુંને મુસલમાનો જંમજંમના પાણીથી ધોએ અને હીન્દુઓ આતશમાં બાળે.

૧૬૧ **દસત અઝ તરબીયતે ના અહેલ અય જમશીદ શોએ**
**નીસત હાસેલ સર જદંન બા સંગે ખારાએ જબલ.**

રે જમશેદ! અનઘટતા તથા નાહેનજર લોકોને કેળવણી આપવાથી તથા તેઓને ચાનક દીધાથી તારા હાથોને ધોઇ નાખઃ શા માટે કે જેમ સખત પાહડના કઠણ પથરા સાથ માથુ છીકયાથી કશી વસતુ હાંસલ થતી નથી ને નુકસાન થાય છે, તેમ જાહેલ લોકોને વિદ્યા દીધાથી ફાયદાની જગે નુકસાન થાય છે.

૧૬૨ **પરતવે નેકાં નગીરદ હરકે બુન્યાદશ બદ અસત.**
**તરબીયત જાહેલરા ચુ ગેરદગાં બર ગુમબજ અસત.**

સેખ સાદી.

જે શખ્સોની બુનીયાદ હલકા તથા તલકારાઓની છે તેઓ નેક લોકોનો ચળકાટ તથા ભલાઓનો શાહ્યો નહી પકડે અને એવા અનઘટતા ધણીઓને શીખવવું તથા સુધારવું તથા કેળવવું જે છે તે જે મીસાલે ચો તરફથી ઢળતા ગુમબજ ઉપરથી ગોલ ચીજ નાખીએ તે મીસાલે છે.

૧૬૩ **હરકે બદ તોખમે જે સોહબત નશવદ મરદે નેકો.**
**ગંનદુમ અઝ જવ ન શવદ રંજ બરી ચંદ બરો.**

દસ્તુર જામાસ્પ.

જે માણુસ બદ તોખમનો તથા નીચ વંશનો હોય તે લાયકીના નેક મરદની સોબતમાં રહ્યાથી હરગેજ નેક નહી થાય કાંયકે જે મીસાલે જવને ધઉં કરવા ચાહીને તે ઉપર ગમે એટલી રંજ તથા મેહનત લઇએ તોપણ તે જવ ધઉં થતો નથી.

૧૬૪ **આકેબત ગુર્ગે ઝાદે ગુર્ગ સવદ**
**ગરચે બા આદમી બુઝુર્ગ સવદ.**

સેખ સાદી.

અગરજો વરૂનું બચ્ચું આદમીઓની સંગતમાં રહીને મોટું થયું હોય તોપણુ અંતે પોતાની વરૂની જાતપર જવાનું.

૧૬૫ **અય નેજામી તા તવાની સબક મદેહ કમજાદરા**
**કમજાદ બાશદ બેવફા મુનકેર કુનદ ઉસતાદરા**

નેજામી.

અરે નેજામી! બની શકે ત્યાં સુધી તું કમજાત લોકોને સબક ના આપ અને તેઓને કાંઇબી ના શીખવ, શા માટે કે એ કમજાત લોકો બેવફા હોય છે તેથી પોતાના ઉસતાદને નામકર જશે.

૧૬૬ **દસત બર પોશતે માર માલીદન**
**બે તકલ્લુફ ન કારે હોશયાર અસત**

અઝદાહની પીઠ ઉપર હાથ મસળવો તે અનસમજુઓનું કામ છે, કાંઇ હોશીયાર તથા દાના લોકોનું કામ નથી.

૧૬૭ **નેકુઇ બા બદાન કરદન ચુનાન અસત**
**કે બદ કરદન બજાયે નેક મરદાન**

સેખ સાદી.

ભુડાઓ સાથે નેકી કરવી તે ગોયા અશો તથા નેક મરદોની ઉપર બદી તથા જુલમ કર્યા જેવું છે.

૧૬૮ **હર કેફેજે રંગો બુઇ ગુલે રો દર નવાફ્ત**
**બુલ હવસ શુદ ગેર શુદ બેગાંને શુદ બેકાર શુદ,**
**ખાલેસ અઝ ખુસરો હદી સેફુલકેઓ બેશનો કે ગુફ્ત**
**દાગ શુદ, તસબીહ શુદ, જનજીર શુદ, જુનનાર શુદ.**

ખુસરો.

જે કોઇ તે ફુલની મીસાલનાં મોહડાંની માશુકના રંગ તથા ખુશબોનો ફાયદો નહીં પામ્યો (યાને જેણે ખોદાની મારફત હાસલ નહી કીધી) તે શખ્સ ગોયા એક "હવસી" છે, ખોદાની રાહથી જુદો છે, પારકો છે તથા નકામો છે; વાસ્તે 'ખુસરોથી' તું તે માશુકના જુલફની (યાને ખોદાની મારફતની) નરી, ચોખી તથા ખાલેસ આ વાત સાંભળ કે જયારે ખુસરોંએ તે માશુકના રસતાની વાતો કહી તેથી તે ખુશરો તે માશુકનો ફાંદો થયો, તથા તેના દીલની શાંકળ થયો, તેના ગળામાં પેહરવાની જનોઇ થયો.

**૧૬૯ અય મોરગે દેલ જેદાનએ વેહદત નસીબ સાઝ**
**ગર રોજએ બેહસ્ત નોમતો આરજુસત.**

એ દીલના મુરગ તારા દીલના જંગલમો બેહશતના બાગની ખાહેશ છે તો વેહદતના દાના ચુટ એટલે મારફત સીખ.

**૧૭૦ સરફરો સાજો કદમ કુન કે બ મનજેલ બેરસી**
**આંકે બો મન જેલે ખોદ યાફ્ત દેલશ જમય શુદેહ.**

એ બંદા ! તું ખોદાતાલાની રાહમાં પોંહચવા માગે તો તારૂ સર નીચું ધર અને પછી તેની રાહમાં કદમ મુક કે તેથી તું તારી મુરાદની જગો ઉપર પોંહચશે અને તારૂં દીલ જમા થશે (યાને તમામ વાતથી તારૂં દીલ પરવારી નચીંત થશે.)

**૧૭૧ ચે ખોશાસત હમ જુબાની બહરીફે નુકતેદાંની**
**કે સખુન ન ગુફ્તે બાશી બ સખુન રસીદેહ બાશદ.**

બોલ બોલતાં સમજી જનારા, તથા ઇસારત કીધાથી પામી જનારા, તથા પુરો સખુન નહી બોલે તેટલામાં મતલબની વાત પોંહચી જનારા જે સાથેના બેસનારા હરીફો હોય તે લોકો સાથે વાતચીત કરવી ઘણી સારી છે.

**૧૭૨ ચુ દારદ ગંજ અઝ સેપાહી દરેગ**
**દરીગ આયદશ દસત બુરદન બતેગ.**

જેઓ પોતાના લશકરી સીપાઇઓને પૈસા આપવામાં આંચકો અથવા કંજુસાઇ કરે તેઓ પછી કામની વખતે લશકરના લોકોને તલવાર તરફ પોતાનો હાથ લઇ જતાં અફશોશ થાય છે.

**૧૭૩ હકે ખેદમતે નોકરાં કુનઅદા**
**વગરને પશેમાન શવી બા ખોદા.**

પોતીકા ચાકરોની ચાકરીનો હક તથા તેનો દરમાયો જે કાંઇ હોય તે ચુકવી આપ; નહીં તો અંતકાળે ખોદાતાલાની નજદીક પસતાવું પડશે.

**૧૭૪ દરોસતીઓ નરમી બહમ દર ખેહસત**
**ચુરગ જન કે જર રાહ મરહમ નેહસત.**

સખતી તથા નરમી એ બંધે એકઠી કર્યામાં સારૂ છે, જેમકે સંગરા મેલનારો પરથમ ફસ ખોલવાને સારૂ ભયભરેલું હથીયાર ભોકી દે છે અને ત્યાર પછી તે ભોકેલા નસતરના જખમને બંધ કરીને તેપર મલમ મુકેછે.

**૧૭૫ કેતીઝા ઓ તુનદી નઆયદ બકાર**
**બ નરમી બર આયદ જે સુરાખે માર.**

હરેક કામમાં તીખા થઇને તુંદી તથા ધુસો કરવો કાંઇ કામનો નથી, પણ જેમ સાંપ પોતાના નરમ દીલને લીધે જીના તંગ દરમોથી બાહેર આવે છે તેમ હરેક આદમીએ નરમાસથી વરતવું જોઇએ.

**૧૭૬ ચુતો ગરમી કુની નેકો ન બાશદ**
**ગુલે કો ગરમ શુદ ખુશબો ન બાશદ**

નેજામી.

જ્યારે તું નેક થઇને કોઇ સાથે ગડબડ કરીને ગરમ થશે ત્યારે તારી નેકી નહી રેહેશે કેમકે ફુલ ગરમ થશે ત્યારે તેમા કસો વાસ તથા ખુશબો નહી રેહેશે.

**૧૭૭ કદીમાંને ખુદ રાબે અફઝાએ કદર**
**કે હરગેજ નઆયદ જે પરવરદેહ ગદર.**

તારા પોતાના જુનાં માણસો તથા કદીમ દોસતોનો મરતબો તથા દરજ્જો વધાર. શા વાસ્તે કે પોતાની સાથે સારી રીતે ચાલેલાં આદમીઓ થી હરગેજ કસી દગાબાજી, જીયાન તથા નુકસાન નહીં આવશે.

**૧૭૮ કસીરા કે બર સર નેહાદી કુલાહ**
**મયઅંદાજ દર પાયે બર ખાકે રાહ.**

જે શખસના સર ઉપર તું બુજરોગીનું તાજ ધરે તેને પાછો રસ્તાની ધુલ ઉપર પાઉ તલે મા નાખ.

**૧૭૯ દો જુબા ગારતે દીન અસત કે દીવ યારશ**
**યક જુબા હુમચુ તરાજુ સખુને રાસત ગુજશત.**

દસ્તુર જામાસ્પ.

એકને જુદુ તથા બીજાને જુદુ કેહેનાર બે જીભોનો રાખનાર શખશ દીન ધરમને લુટનારો છે કે જેનો યાર શેતાન છે; વાસ્તે તું એકજ જુબાનનો તથા એકજ રીતનો અદલ તરાજુ માફક રાસ્ત સખુન બોલ.

**૧૮૦ હુમે કારે જેહાં નાંમુસો નામ અસત**
**વગરને નીમ નાન રોજે તમાંમ અસત.**

દુન્યાના તમામ કામે નામ તથા શરમને વાસતે છે, નહીતો અરધી રોટલી ખાધાથી આખો દહાડો પુરો થાય.

**૧૮૧ હોસનત બે એતેફાક મલાહુત ચુ નાગેરેફત**
**યારે બ એતેફાક જેહાં મીતવાં ગીરેફત.**

જ્યારે તું જેહાનના લોકો સાથે સલાહ રાખીને ખુબી કરશે ત્યારે ખરૂ તારા તમામ લોકો સાથે એતેકાદ રાખ્યાથી, તું દુન્યાને તારા હાથમાં લઇ શકશે.

**૧૮૨ દો દેલ એક શવદ બે શકનદ કોહુરા**
**પરાગંદગી આરદ અંબોહુરા.**

બે દીલ એકઠાં થાય તો પાહાડનેબી ઉખેડી તથા તોડી નાખે અને બે સુમાર લશકરની અથવા લોકોની ભીરભાર થઇ હોય તેનેબી વીખેરી નાંખે.

**૧૮૩ પદર ચુ બફરઝંદ માંનદ જેહાં**
**કુનદ આશકારા બરોબર નેહા**
**ગર ઓ બેફકનંદ ફરરો નામે પેદર**
**તો બેગાને ખાંનશ મખાંનશ પેસર.**

જો બાપ પોતાના દીકરાને દુન્યાંમાં રાખી તેને એલમ હુનર શીખવી તૈયાર કરે અને ભલી બુરી તથા છુપી વાતોથી વાકેફ કરીને પોતે આ જેહાનથી ગુજરે અને તેનો છોકરો જો પોતીકા બાપદાદાના નામ તથા મોટાઇને નાખી દઇને તેઓની નેક ચાલપર નહીં ચાલે તો તું તે છોકરાને તેના બાપનો દીકરો કરી ના જાણુ પણ કોઇ તરાહેત તથા પરાયાના જેવો સમજ.

૧૮૪ કેરો ગુમ શવદ રાહે આંમુજગાર
સજદ ગર જફા બીનદ અઝ રોજગાર.

જે કોઇ પોતાના માબાપ તથા શીખામણ દેનાર ઉસતાદના બતાવેલા નેક રસતાને ગુમ કરે તે ધણી જો કદાપી જમાનાંના હાથથી જફા તથા સખતી દેખે તો તે વાજબી છે.

૧૮૫ હુમાનાકે પેવંદેશાહ આતશ અસત
કે આતશ તર અઝ દુર દીદન ખુશ અસત.

પાદશાહની સોહબત તથા તેની મોહબતમા રેહેવુ તે આતશની આગલ રહયાની મીસાલે છે; વાસતે જેમ દુરથી દીઠાથી આતશ ખુબસુરત તથા શોહામનો લાગે છે તેમ પાદશાહથી દુર રહેવું ખુબ છે.

૧૮૬ પરવાને કે નુરે શમએ અફરોખત
ચું બઝમ નશીન શમએ શુદ સુખત.

પતંગને ચેરાગની જોતે બાલી નાખ્યો ( તે ચેરાગની મીજલસમાં તે પતંગના આવી બેસવાથી તેનું બળવું થયું) એજ પ્રમાણે પાદશાહોની મીજલસમાં બેસનાર તે પતંગની માફક બળનાર છે.

૧૮૭ સુઝશી શોલએ એશકત બદેલમ પીનહાંનસત
ઉસતખાં તાર શુદા મગઝે રવાં ગેરયાંન સત.

દસતુર જામાસપ.

મારા દીલમાં અય હકતાલા! તારા યશકનો છુપો બલતો શોલો છે તેથી કરીને મારા સઘળા હાડેહાડ ગલાઇને તારની પેરે ટપકતાં થઇ ગયાં છે અને મારા જીવનું મગજ જારી કરીને રડે છે.

૧૮૮ ગેરદશે ગરદુને ગરદાં ગોરદ ગાંરા ગરદ કરદ
બર સરે એહલે તમીજાં નાંકસાંરા મરદ કરદ.

આ ફરતા આસ્માનની ગેરદેશે મોટા મોટા પેહેલવાનોને ધુળ ધાંણી કરીને ખાક સાથે મેલવી નાખ્યા છે, અને બુનીઆદવાલા લાયક તથા દાનેશમંદ લોકોનાં માથાં ઉપર નીચ તથા બદ કરદારવાલાઓને મરદાંના કીધાં છે.

૧૮૯ ચીની બુદ તા બુદ ગરદાં સેપેહેર
ગહે જેહરે દીન ગહે નોશો મેહર.

જે દાહાડેથી આ ફરતો ગગન ફર્યા કરે છે તે દાહાડેથી તેની એવીજ રીતની ચાલ રહી છે કે કભી તો ઇનશાંનને કીનાં કપટથી ઝેર તથા કેહરનું પેયાલું પાય છે અને વખતે તો ખુશી ખુશહાલી દેખાડી ને માયા તથા દયાથી શરબતની જાંમ આપે છે.

૧૯૦ યકી રા બર આરદ બ અબરે બુલંદ
હમોરા કુનદ ખારો જારો નેજંદ.

એજ ફરતો આસ્માન એક જણને મોટાઇથી વાદલની બુલંદી ઉપર ચહડાવી ભારે આબરૂ આપે છે, અને વળી એનો એજ પાછો તે ધણીને તે વાદલ પરથી નીચે તોડી પાડી બે ઇજત કરી પાએમાલ તથા ખરાબે હાલ બનાવી નાંખે છે.

૧૯૧ સરેશતસત ઇન હરદો દર આદમી
ગહે શાદ કાંમી ઉ ગાહે ગમી.

વારતે સમજતો જા કે આદમ જાતની પેદાએશમાં અસલથીજ આ બે ચીજો મેલવેલી તથા ખમીર થયલી છે: એક તો એકે કોઇ વાર સુખ જોવું; અને બીજી એ કે કોઇ વાર દુઃખ પામવું.

૧૯૨ ગહે બર ગુજાર બ મઆશુક સર
ગહે ગરદે ગોરદાં શુદેહ દર બદર.

એજ ગુમબજ કભી તો કોઇને તેની માશુક સાથે મેલાપ કરાવીને મગન તથા હરખ ભરેલો કરે છે, અને કોઇ વખતે તો તેને પહેલવાંન

લોકોનાં ઘોડાનાં પગલાં હેઠળ પુંડાતી, કાંઇ કાંઇ ઉરાડી ને ધુલમાં રોડી નાંખે છે.

૧૯૩ ન શાદી બે માંનદ ન અંદોહો ગંમ
ન બેદાદ માંનન્દ ન દાદો સતમ.

પણ એ આસ્માંનની આપેલી ખુશી તથા હોરમત અને તેની દેખડાવેલી ગમી તથા જહેમત એ કંઇ રેહવાનું નથી. અને નહી દાદ ઇનસાફ તથા નહી બેદાદ જુલંમ એબી કાંઈ સદા રહેવાના.

૧૯૪ જે હરગુનએ બુગજરદ રોજગાર
બેદાં તા તવાંની તો અંદોહ મદાર.

માટે જાંણુ અને વાકેફ થા કે જ્યાં સુધી તારેથી બની શકે ત્યાં સુધી એ આસ્માંનની વાંકી સીધી ચાલ ઉપર તું ગમગીન ના રેહ. કાંજે હરેક તરેહથી એ જમાંનોતો ચાલ્યોજ જાય છે.

૧૯૫ બસે બ કાંમે દેલે દુશમનાં શવદ આંકસ
કે નશનવદ સખુને દોસતાંને નેક અંદેશ.

નેક સલાહનાં આપનારા દોસત લોકોનો સખુન જે ધણી સાંભલે નહી તે ખચીત કરીને દુશમનોનાં દેલની મુરાદમાં પોંહચે.

૧૯૬ સુલેહ બા દુશમને બોદ કુન અગરત રોજે ઓ
દર કફા એબ કુનદ દર નજરશ તેહશીન કુન.

કદાચને તારી પછવાડે તારો દુશમન નીંદા કરતો ફરે અને કોઇ દહાડે પણ તુને બદ બોલે, તોપણ તું તેની સાંમણે તેની વખાણુ તથા તારીફ કરી તેની સાથે સલાહ તથા મુદાર રાખ.

૧૯૭ અગર જુજ તો દાંનદ કે રાજે તો ચીસ્ત
બરાં રાએઓ દાંનેશ બેબાએદ ગેરીસ્ત.

જો કદી તું વગર કોઇ બીજો જાણે કે તારો ભેદ શું છે તો તેની તારી દાનાઇ તથા વકુફ ઉપર રડવું જોઇએ છે.

૧૯૮ લબ્‌ મ કુશા ગરચે દરો નોશહુાસ્ત
કઝ પસે દીવાર બસે ગોશહુાસ્ત.

અગરચે તારા હોઠની અંદર શરબતની મીસાલનાં મીઠાસ ભરેલા સખુનો છે, તોપણ તે ભેદ હોય, તો તે કેહવાને થકી તું તારો હોઠ નાં ઉગાડ, શા વાસતે કે દીવાળની પછવાડે ઘણુંએક કાંનો છે.

૧૯૯ મકુન નફ્સે અંમમારે રા પેરવી
કે નાંગેહ ગેરેફ્તારે દોજખ શવી.

જે કામમાં ખોદાતાલાની ખુશી નથી તેવાં શરકસ નફ્સની ફરમા-બરદારીનાં કામ કરવામાં તું કશ કરશે તો અચણુચો દોજખી દેવોનાં હાથમ પકડાઇ તથા સપડાઇ જશે.

૨૦૦ તોરા તા નફ્સે કાફેર દર કમીન અસ્ત
કુજા તો રેહબરી કાંજા કે દીન અસ્ત.

જ્યાં સુધી તારા બદનમાં ખોદાતાલાનાં રસ્તાથી ઉલટો ચલાવનાર કાફેર નફ્સ પોતાના ફન ફરેબમાં તથા દાવ પેચમાં રમે છે ત્યાં સુધી જ્યાં દીનનો માર્ગ છે ત્યાં તું કયાંથી પોંહચશે ?

૨૦૧ અઝ ઇન કાફેર કે મારા દર નેહાદ અસ્ત
બ દુનીઆ દીનદારા કમ ફેતાદ અસ્ત.

આ કાફેર નફ્સ જે હમારા વજુદમાં ભરાઇ રહેલો છે તેણે કરીને દુનીયામાં દીનદાર લોકો ઘણુા થોડા પડેલા છે.

૨૦૨ અએઆ પાકાં અએઆપાકાં બઇ'માંની બ ઇમાની
અઝ ઇન આઇને બદ કેશાં પશીમાંની પશીમાંની.

અરે પાક દીનદાર લોકો ! રે પાક દીનદાર લોકો ! હીઆં જે કોઇ દીનદારો છે તે મતલબનાજ છે. તેથી એવા મતલબી બદમજહબ વાળાઓની રીત, મારગ તથા રાહ રશમથી પશેમાંન થાવો ને પસતાવો ખાવો.

૨૦૩ બશાહુશ ગુલે જેહલ આવારગી અઝ હુર તરફ દાદ.
વગરને કેએ પરસતંદે કસ ઇ દેએરો સનંમ હારા.

આદમીનાં તનમાં શેતાનનો શરકસ નફ્સ છે તે પોતાની બદ ખાહેશ આદમીનાં વિચારમાં લાવીને તેણાંવો બંદગીની નેક રાહમા જવા ચાહે છે ત્યારે તે નેક રસ્તે જવાથી પાછા ફેરવે છે.

૨૦૪ દેલા ઇઆરાં સે કેસંમ અંદર બે દાંની
જુબાંની અંદો, જાની અંદો, નાંની
બ નાંની નાં દેહુઆ અજ દર બેરાંનશ
તવાજો કુન બ ઈઆરાંને જુબાંની
વલેકીન ઇઆરે જાંનીરા બદસ્ત આર.
બ એશાં જાંબીદેહુ ગર મીતવાંની.

એ દેલ ! તું જાણી લે કે આએ દુનીયાંની વચમાં ત્રણ તરેહના દોસતો છે. તે મધે એક જુબાની તથા બીજો જાની તથા ત્રીજો નાની છે. તેથી જે નાની યાને ટુકડા ખાનારા કે જેઓ ખાવાનું મલે ત્યાં સુધીજ તે ખવાડનારનાં દોસત રેહ છે, અને મુશકેલની વેલા કામ આવવાને બદલે અખાડા કરી અજાના જેવા થઇ જાય છે, તેવા ટુકડા ખાઉઓને તેઓને લાયક કટકો ફોર આપીને તાર બારણેથી હકેલી કાહાડે. પણ જે જુબાની દોસત શલુકની રાહે નરમ તથા મીઠી જુબાની બોલનારા છે તેણાંવોને નમતો તથા તવાજો કરતો રેહ. પણ હરેક કામમાં પોતાનાં જાન કાહડી આપનારા જે જાની દોસતો છે તેઓને તારા હાથમા રાખી મેલ અને જો તુ પોતીકો જીવ તેઓની ઉપર આપી શકે તો ફરારે આપીંને જીવપર ખેલ.

૨૦૫ અજ અસલો નસબ મ બાશ મગરૂર
કા હુસત બસે જે મરદુમી દુર.

તું પોતાની ઉંચી બુનયાદી તથા મોટા ખાનદાન ઉપર ગરૂર ના રેહ કારણકે એ વાત માણસપણાંથી ઘણી વેગલી છે.

ઇનશાનને ઘટે છે કે પોતાનાં બાપ દાદાનાં મોટા નામ ઉપર તથા તેઓની દોલત ઉપર મગરૂર નહી રેહ, લેકીન એલમ હોનરની તાલીમ લઇ તથા કાબેલીઅત પેદા કરીને તે ઉપર બેપરવાહ રેહ.

